SHREE

# VRIETI VILASIT VISHVA.

Editated
By


**VINAYAK HARDATT SHUKLE**
GANDEVIKER
NOW SIDHANATH MAHADEV.



Published
By

**DAYASHANKER BHAGWANJI BHATT.**
NAVSARIKER
GOODS CLERK B. B. & C. I. Ry.

SAMVAT 1972. A. D. 1916.

Printed by
SANKALCHAND H SHAH, AHHEDABAD.
Shree Satyavijay Printing Press.

શ્રી

સિદ્ધેશ્વરો વિજયતે તરામ્.

# "વૃત્તિવિલસિતવિશ્વ"

પ્રયોજક:

વિનાયક હરદત્ત શુકલ.

નિવાસ સ્થાન ગણદેવી.

પ્રકાશક

દયાશંકર ભગવાનજી ભટ. નવસારીકર.

ગુડસ કલાર્ક



પ્રત ૧૦૦૦ પ્રથમાવૃત્તિ.

સંવત ૧૯૭૨. ઈ. સ. ૧૯૧૬.

અમદાવાદ—પાંચકુવે શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. સાંકલચંદ હરિલાલે છાપી.

કિંમત ૧-૪-૦.

## ॥ अर्पणम्. ॥

श्री

सुरासुर

मुनिवंदित अजरामर

अखंडानंद सद्बुद्धि प्रदाता

सर्वांतर्यामि श्री विश्वनाथश्चास्मद्

गुरु चरणकमले मम कोटिशः

प्रणाम पूर्वक अयम्

ग्रंथार्पणम्

अस्तु

આ ગ્રંથ લેખક તથા પ્રકાશક પાસેથી મળશે.

શ્રી

# મિતોર્ડ્ગાર.

જગકર્તા જીવના પ્રતિ, દયાળુ જો કદિ થાય,
બુદ્ધિરૂપ થઇ દોરવે, લેખીની તે પંથ પળાય;
શરીર જીવની શક્તિ તો, નથી કરે ધર્યું મંન,
સદ્ધર્મ ને સદ્બુદ્ધિ તે, સજ્જન દિલ શુભ ધન.
ભ્રમર સમ ભ્રમણા ઘણી, જીવની પલપલ હોય,
વિભ્રમતાપણે વિસ્મૃતિ, કોઇ સ્થળ પરત્વે હોય;
ભૂલ થાયે ભવમાં ઘણી, તેમ કદિ ગ્રંથમાં હોય,
પણ સદ્ગુણી ગુણ ભાળતા, ક્ષમા દ્રષ્ટીએ જોય.
ગ્રંથ તણા સારાંશપર, સજ્જનમતિ અતિ ધાય;
દોષ ચઢે યદિ દ્રષ્ટે તો, સદ્ગુણી કરજો ક્ષમાય.

લી.

કૃપાકાંક્ષી.



શ્રી

સ્વગુણાલંકૃત સ્વધર્માભિલાષી પ્રિયંવર્ય રા. ભાઇ દયાશંકર આપનો ધર્મગ્રંથ પ્રત્યેનો અપૂર્વ પ્રેમ છે જેને માની આપે મને સદ્બોધરૂપે વ્યવહાર નીતિ જ્ઞાન, દર્શક કોઈ સારો અપૂર્વ લેખ શબ્દામૃતનું પાન કરતાં જન સમૂહને અમૃતરૂપી દ્રષ્ટીમાર્ગથીજ આનંદ મળે એ રૂપે કોઇ સારા ગ્રંથની આપની માગણી હતી કે જે પ્રત્યે ઇશ્વર પ્રેરીત મારી બુદ્ધિઅનુસારે આ ગ્રંથ તૈયાર કર્યો છે. આજપર્યંત આપનો સ્નેહ તેમજ અપૂર્વ પ્રિતી ધરી મને આ ગ્રંથમાં પણ કેટલાક સમયાનુસારના પ્રકરણમાં સુચકરૂપે બુદ્ધિને વ્યાસમાન કરી મદદગારરૂપે થયાછો જેને માટે હું આપનો ઇશ્વરપ્રત્યે આભારી છું.

શ્રી

સ્વધર્મ વૃત્તિપરાયણ નાગરકુલોત્પન્ન પ્રિયવર્ય રા. ભાઇ બાલાશંકર જોઈતારામ વકીલ તથા વૈશ્નવધર્મ ભક્તિપરાયણ રા. ભાઇ ચુનીલાલ ગુલાબદાસ મજમુદાર, આપના આજપર્યંતના સદ્વૃત્તિ સાથે આદાર્યતાના ઉત્તમ ગુણવડે મારા પ્રત્યે આપે જે અપૂર્વ પ્રિતિભાવ દર્શાવી ચાલુ સમય હિતકર સુબોધક આ ગ્રંથ માટે સુચકરૂપે આપ મને મદદગાર થયાછો જેને માટે અંતઃકરણપૂર્વક હું આપનો આભારી છું. લી. કૃપાકાંક્ષી.

श्री गणेशायनम




तत्सत्

# विज्ञप्ति.



શ્રી સુરાસુર મુનીવર સેવિત સર્વાંતર્યામી આનંદ પ્રદાતાની સરજેલી આ સૃષ્ટિમાં જનસમુહના અંતઃકરણને એક સરખાં ખેંચનાર કેટલાક કવિરત્ન "લેખકો" થયા અને હાલ કેટલાક કાવ્યકારો છે. જેમણે સદ્ગ્રંથો લખી પ્રસિદ્ધિમાં મુકયા છે. "અમૃત" અમુલ્ય છે. અમૃતનું પાન કરતાં તે પર મન વારંવાર ગતિ કરે છે, તેમ સદ્ગ્રંથમાં સમાયેલા શબ્દ રસામૃત માટે સુજ્ઞોનું મન દોરાય છે. કારણ:—

उमंगे अमृत पान करतां, देहना रोग दुर जायछे;
तेम शद्धामृत पाने करी, तन ताप त्रिविधि समायछे ॥१॥

અર્થઃ—અમૃતનું પાન કરતાં શરીરે ભોગવાતા રોગો દૂર થઈ દિવ્ય દેહ બને છે તેમ શબ્દામૃતનું પાન કરનારા જનોના આ દુનિઆથી મનાતા ત્રિવિધિ તાપ નાશ પામે છે.

સજ્જન અંગ કેવું હોય છે કેઃ—

गुण दोषो बुधो गृह्णान्निंदुक्ष्वेडा त्रिवेश्वरः ॥
शिरसा श्लाघते पूर्वं परंकंठे नियोजितः ॥ २ ॥

અર્થઃ—જેમ શંકરે ગુણરૂપ ચંદ્ર અને દોષરૂપ વિષ એ બેઉ પાસે રાખ્યાં છે પરંતુ તેમાં ગુણરૂપ ચંદ્રને મસ્તકપર ધરી પ્રકાશમાં મુકયો અને દોષરૂપ વિશ તેને દબાવી રાખ્યું; તેમ સુજ્ઞ વર્ગો પરના ગુણને સ્વિકારે છે. અને દોષ દ્રષ્ટે ચઢતાં પણ મનન પૂર્વક તેમના ગુણને આગળ મુકે છે.

હવે વિશેષમાં બુદ્ધિ અનુસારે ચિત્તાકર્ષક ઉભરાતા ભક્તિ ધર્મરસના પાનમાં આનંદ લેનાર જનોના હિતાર્થે ગંભિર શબ્દાર્થમય वेदांत सिद्धांत પરથી वृत्ति विलसित विश्व નામનો આ ગ્રંથ યોજવામાં આવ્યો છે. જેના ટુંક સારાંશમાં દિવ્ય દેહ નગરાશ્રયી સૃષ્ટિ સફરે ચઢેલો જીવાત્મા દયા ધતિ ક્ષમા વીગેરે રત્નો ત્રિઅવસ્થ અંદરના વ્યાપારાર્થે લઇ પૃથ્વિ તલે આવી ચઢયો. તે પરત્વે નોવેલરૂપે ગદ્ય-

પદ્યમાં પ્રાચીન અર્વાચીન કાળની સ્થિતિ સાંસારિક સદ્‌માર્ગદર્શક જીવન મુસ.ફરી વ્યવહાર નીતિ સગાંનો સંબંધ સૃષ્ટિ સણગાર જીવનું જીવન. ઇશ્વરની અધિકતા કર્મનું પ્રતિપાદન વિગેરે વિષયોથી દ્રષ્ટાંત સિદ્ધ એવો આ ગ્રંથ દર્શનીય ચિત્રરૂપે યોજવામાં આવ્યો છે. જે ચાલુ કાળમાં દરેક જનોને એક સરખો જ્ઞાન બક્ષનાર તેમજ સંસાર આશ્રમોન્નતિ માટે સંગ્રહ કરવા લાયક છે.

જેને માટે પ્રિયવાચકવૃંદોને અમારી ભલામણ છે કે આ ગ્રંથ એક વાર અથ ઇતિ લક્ષપૂર્વક વાંચવા કૃપાવંત થશો એવી આશા રાખું છું.

શ્રી રસ્તુ.

લી.

સૂભેચ્છક.

# પ્રકરણ.

## ભાગ ૧ લો પ્રાચિન કાળ.



## ભાગ ૨ જો.

---

# ગ્રંથ સારાંશ.

દોહરા.

સંસારસાર સદ્‌વૃત્તિવળી, પુરૂષાર્થ પ્રીતિ પ્રભુ નામ;
ધર્મ ગ્રહસ્થાશ્રમ માર્ગ શુભ, એ અવની પરના દામ. ૧

આ સિંધુરૂપ સંસારમાં, મોહ જલ વારિ અપાર;
જ્ઞાન નીતિના નાવે જીવ, ઉતરે ભવ જલ પાર. ૨

વ્હાલ ધરી વન વેલડી, વીંટાય વન વૃક્ષે જેમ;
અણબોલાવી આવી અડે, માયા પ્રાણીને તેમ. ૩

મધુરી વાસ માયાતણી, આશ અધિક દિન દિન;
તન તૃષ્ણા મદ માનમાં, રહ્યા સદા જીવ લીન. ૪

મુસાફરી મહા મુલની, સૃષ્ટિએ જીવની ગણાય;
કામ ક્રોધ લોભ અંગથી, પલ પલ હાનિ મનાય. ૫

દેવ દયાનિધિ દ્વારમાં, ઠીક ઠરવા જીવને પુન્ય;
ઠામ દામ શુભ કાયનાં, એ વિના સંસાર આ શૂન્ય. ૬

કંચન કાયા કાળ વશ, પરતંત્ર મનુષ્ય મનાયે;
રચના ત્રણેવ તરંગની, એ પર કરી ગ્રંથકારે. ૭

વૃત્તિ વિલસિત વિશ્વનું, લખાણુ રસમય સાર;
શબ્દાર્થ યોજના સમજવા, લાયક ભવ સુખ સાર. ૮

અવસ્થા ત્રણને ત્રણ રૂતુ, ગ્રહસ્થાશ્રમ ભક્તિ જ્ઞાન;
પ્રીતિ અનાદર અવનીમાં, ઘટતું વધતું વપુ માન. ૯

શરીર સૃષ્ટિ સંબંધના ચિતારે વર્ણવ્યો ગ્રંથ;
નેહ ધરી નિહાળજો, મતિ શુભ દર્શક પંથ. ૧૦

श्री.

## ॥ मंगलाचरण ॥

यंशैवाः समुपासतेशिव इतिब्रह्मेतिवेदांतिनो
बौद्धाबुद्ध इतिप्रमाणपटव; कर्तेतिनैयायिकः ॥
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेतिमिमांसको
सोयं वो विदधातु वांछितफलं त्रैलोक्यनाथोहरिः ॥

## હરિગીત.

ગતપૂર્વ જન્મો તણુરે ! જીવ ભાન તે તુજને નથી
બાલ્યત્વે બહુ વિધ દુઃખરે ! જીવ ભાન તે તુજને નથી;
અવસ્થા યુવા સુખ પામતાં મદ માનમાં ક્યાં ફૂલતો,
સુખ સદા કાળનું નથી જો જે પામી ભવ તું ભૂલતો. ૧

સંબંધી વર્ગ કે મિત્ર શત્રુ જીવ કર્મયોગેથી મળ્યાં,
સંચિત બંધ પુરો થતાં આપ અવર માર્ગે તે વળ્યાં;
રોગભોગ વૈભવ શરીરના તે શરીર છુટે નવ રહે,
સંસ્કારે સુકૃત જીવના તે પ્રમાણે ફળને લહે. ૨

કયા કાળથી ફરતો હશે તે જીવ જો ઝાખી જરા,
મનુષ્ય મોંઘો દેહ પામી સત્સંગપંથ લે તું ત્વરા;
આગમિક લાભ કે હાનિ તેનું ભાન તુજને તો નથી,
રે ! બાજી જગ વિભુ હાથમાં શુભ સાથ એછે સર્વથી. ૩

અવર જનની આશ મિથ્યા સાચો સંગ ન કોઇનો,
સૃષ્ટિ રંગ અંગ જ્યાં સુધી જીવ છુટે અલગ સૌજનો;
સ્હાયક સુદીરશ્યામ છેવટ જીવને એક થાયછે.
કે સેવે સદ્‌ગુરૂ પંથતો ઉત્કૃષ્ટ પદ પમાયછે. ૪



श्री

# ॥ प्राचीनकाल ॥

॥ संसाररुपबगीचामहीं कल्पतरुसमदेह

॥ सुवासकीर्तिसद्‌वासना कनकपुष्पशुद्धस्नेह ॥ १ ॥

॥ देहरुप संसार छे, कर्म तरुवर जाण ॥

॥ अमृतरुपी ज्ञानमां भ्रमररुप छे प्राण ॥ २ ॥

॥ पंच प्राण दश इंद्रिने, रुधिर अस्तिने चर्म ॥

॥ कर्मानुबंधन प्राण भमेछे, समजो शाणा मर्म ॥ ३ ॥

॥ सरितासम संसार छे, ज्ञानरुपी छे नाव ॥

॥ सत्संग धर्म सद्‌मित्र संग, प्राणतरे भवपार ॥ ४ ॥

શિષ્ય.

જ્ઞાનાભિલાષીઃ–મહાત્મા પૂર્વકાળના મનુષ્યો સત્ય, દ્વાપર, કે ત્રેતામાં વિશ્વામિત્ર કે વસિષ્ટ જેવા (દીવ્ય) દેવ દરજ્જાના અધિકારી થયા તેનું શું કારણ?

ગુરૂ વિજ્ઞાનાનંદઃ–જીવ જન્મથીજ જ્ઞાન અથવા કર્મ, સારાં અથવા નઠારાંને એકદમ જાણી શકતો નથી. જેમકે બાલક જન્મે છે ત્યારથી વર્ષ દોઢવર્ષ પર્યંત તેમને તેમના અચલ સુખપ્રદાતા; માતપીતાનું ભાન પણ હોતું નથી તો બીજાનું ભાન તો હોયજ કયાંથી? પરંતુ સહવાસથી તેને જાણે છે. અને દરેક પ્રત્યે અધિકાર પ્રમાણે વર્તે છે.

આગળના મહર્ષિનો જનસમુહ પૂર્વાપર યોગ્યાયોગ્ય અ-ધિકાર પુરઃસર કોઇ સારા કર્મજ્ઞનો સંગ કરી તેનું સેવન કરતા.

શિ. જ્ઞા—કર્મો કેવાં હોય છે ?

ગુ. વિ.—कर्म लक्षित છે અને તે કેટલાંક [1]સદય ફલદાયી છે. જેમકે શરીરધર્મ બોલવું. ચાલવું ઉઠવું બેસવું ખાવું પીવું શ્વાસોશ્વાસ વિગેરે તેમાં પણ ફલ એ છે કે સારા [2]સંભાષણથી બીજાને પ્રીયકર થઇ પડે છે અથવા દુર્વચનથી અનાદર પાત્ર થાય છે. ચાલવું ન જવાની જગ્યાપર જવું અને જવાજેવી જગ્યાનો અનાદર એ દુઃખદાયી છે. બેસવાને માટે સવયસ્ત ( સરખી વયનાથી ) અથવા વડીલ કે કનિષ્ટ ( નાની વયના ) થી કયા સમયે કેવી રીતે અથવા કયાં બેસવું અને તેથી થતા લાભ કે હાનિ તે ફલ સહજ છે. ખાવાથી શરીરનું પોષણ થાય છે. પરંતુ જે અન્ન પ્રીયકર છે અને ક્ષુધા [3]નિવૃત કરી આત્માને આનંદ આપેછે. તેજ વધારે પ્રમાણમાં લેવાથી શરીરને હાનિકારક થઇ પડેછે. ટુંકામાં જ્યારે આ સહજ ક્રિયાઓ ફલદાયી છે તો એ શરીરથી [4]યોજાતી ઇશ્વર સંબંધી આશ્રયધર્મ અથવા કુલધર્મ પ્રમાણે કરવાની જે જે ક્રિયાઓ ધીમાન્ લેખકારોએ વર્ણવી છે. તે સત્યને ફલદાયીજ છે.

---

૧ તાત્કાલ. ૨ બોલવાથી. ૩ શાંત. ૪ કરવામાં આવતી.

અને એટલા માટેજ પ્રાચીનકાળના મહર્ષિઓ કોઇ સુજ્ઞનુ સેવન [1]પ્રતિદિન ચહાતા કારણ શંકરાચાર્યે એ લખ્યું છે કે

आयुर्नश्यति पश्यतां प्रतिदिनं यातिक्षयं यौवनं प्रत्यायां-
तिगताः पुनर्न दिवसा कालोजगद्भक्षकः ॥

लक्ष्मी तोय तरंग भंग चपळा विद्युच्चलंजीवनं तस्मा त्वां
शरणागतं शरणदः त्वं रक्ष रक्षाऽधुना ॥ १ ॥

किंवाऽनेन धनेन वाजि करीभिः प्राप्ते नराज्येन किं किंवा
पुत्र कलत्र मित्र पशुभि देहेन गेहेनकिम् ॥

ज्ञात्वै तत्क्षण भंगुरं सपदिरे त्याज्यं मनोदूरतः स्वात्मार्थं
गुरु वाक्यतो भज भज श्री पार्वति वल्लभं ॥ २ ॥

પાણીના પ્રવાહની માફક આવરદા ચાલ્યુ જાય છે. આજનો દિવસ કાલે દેખવામાં આવતો નથી. યુવાવસ્થામાં જે મન મદારૂઢ અને સુંદર શરીર હોયછે. તેજ મન નિર્માલ્ય બની સુંદર શરીરથી જર્જરીભુત બની દુઃખદ્ અવસ્થાને ભોગવે છે. એ કાળચક્રના ક્રમમાં ખીલેલું પુષ્પ કરમાયજ છે.

લક્ષ્મી જલ તરંગવત છે. આવેછે ક્ષણમાં આનંદ આપેછે. જાયછે પલમાં દુઃખ પ્રાપ્ત કરેછે. ટુંકમાં વીજની માફક આ જીવન છે. કદાચ દ્રવ્ય મલ્યું તો શું ? ગાડી-ઘોડાથી પણ શું ? બારણે હાથી ઝુકે તો પણ શું ? અ-

થવા રાજ્ય મલે તો પણ શું ? સ્ત્રીપુત્રાદિથી પણ શું ? સારાં ઘરબાર અથવા મિત્રવર્ગથી પણ શું ? એમ તેઓ માનતા. એનું કારણ તેઓ સત્સમાગમના સદુપદેશથી તેઓ જાણતા હતા કે આ અનિત્યવસ્તુનો મોહ શા માટે જોઇએ. માટેજ તેઓ કોઇ સારા [1]કર્મજ્ઞનો સમાગમ લઇ તે માર્ગે સત્યાસત્ય વિચારથી આગળ વધ્યા. જેનું ફલ પ્રત્યક્ષ પ્રમાણમાં આજે જોઇશું તો વસિષ્ટ જેવા પુરૂષને રામચંદ્ર જેવા સગુણ બ્રહ્મ તેણે પણ તે પ્રત્યે ગુરૂભાવ માની તેના વાકયનો અમલ પોતે સ્વીકાર્યો.

અથવા બીજી તરફ દ્રષ્ટિ આપતાં આ સૃષ્ટિ બંદર પર જીવો મુસાફરછે. તે જીવોનું જીવન કયું ? અને સાર્થકયતા શાથી મનાય તો વાસનાવૃત્તિએ જીવનું જીવનછે. કારણકે જીવ ફાવે તે સ્થિતિમાં પ્રાચીન કર્મો વડે ફાવે તે દશા ભોગવતો હોય તેમાં પણ દુર્ભિક્ષપણે દેહ દુર્બળ બની ગયો હોય દ્રવ્ય તો જેની નજરે ચઢવાજ ન માંગતું હોય છતાં પણ તે જીવ વાસના વૃત્તિના આશ્રય વડે આમ તેમ અટવાયછે. જેથી એ જીવન મનાયછે.

હવે કર્મ બલિષ્ટ અને ફલપ્રદાતા છે અને તેથી અત્યુત્તમ પદ (કે જેને સાર્થકયતા ધી માન વર્ગ માનેછે એ

---

૧ ક્રિયાનો જાણનાર.

આપણે નિહાળવા માગીએ તો પ્રાચીન લેખકારોએ વર્ણ-
વેલા महर्षि च्यवन्, જેવાના પ્રમાણો ઘણા નજરે ચઢે છે

(એકસમયે મહર્ષિ ચ્યવન તપશ્ચર્યામાં લીન હતા.
તે સમયપર એક રાજકન્યા પોતાની સરખી વયની સખી-
ઓ સહિત બાલ ક્રીડાર્થે ફરતી ફરતી ચ્યવનની તપ ભુમિ-
કાના સ્થાન સમીપ આવી ચડી. ચ્યવનની લાંબા કાળની
તપશ્ચર્યાથી શરીર જડવત્ ભાસમાન હતું. પવનના સપા-
ટામાં સફરે ચઢી ગએલી રેણુએ આવી આ ચ્યવનના શરી-
રનોજ આશ્રય લીધો હતો. અર્થાત્ ધુળના ઢગથી શરીર
ઢંકાઈ ગએલું હતું. જેના પર સર્પ વિગેરેએ મ્હોટા મ્હોટા-
રાફ્ડામાં પોતાનું નિવાસ સ્થાન કર્યું હતું. ફકત ચ્યવનનાં
બે નેત્રોજ જાણે આ પૃથ્વિદેવીને ઓપાવવા સૂર્ય ચંદ્ર
સમ રત્નરૂપ ભાસમાન્ હતાં તે પ્રત્યે આ રાજકુંવરીની
નજર પડી. આ અજ્ઞાન બાળાની સમજમાં એમ આવ્યું
કે આ ઓપતાં બે રત્નો લાગેછે. ખોતરી કાઢી લઉંતો
રમવા ચાલશે એવું વિચારીને દર્ભમુળ તેમાં ખોસ્યું. તે
લાગતાં વારજ મહર્ષિ રામ. રામ. રે દુષ્ટ તું કોણછુ
એવો પોકાર કરી ઉઠયા. આ શબ્દ ધ્વનિ થતાંજ રાજ-
કુંવરી ગભરાઇ ગઇ, જાણ્યું કે આતો કોઇ તપસીછે. શ્રાપ
દેશે તો સર્વસ્વ સાથરે સુવાડી દેશે. કેમ કરવું * એવા

---

૧ બુદ્ધિમાન ૨ અવાજ. ૩ ચાલુ સમય.

વિચારમાં બોલી ઉઠી. મહર્ષિ! શ્રાપ મા દેશો. આ અ-
જ્ઞાન બાળાથી આ કામ બન્યું છે. પણ હવેથી આ બાળા
આપની દાસીછે. હું આપની સેવામાં તત્પર રહીશ. અને
તપ આદરૂં છું. જેનાથી દેવની પ્રસન્નતા મેળવી આપને
પુનઃ નયન રત્ન દેવદ્વારા અર્પાવીશ. દયા કરી ક્ષમા બક્ષો.

હવે આ રાજકુંવરીની સાથેની સખીઓતો આશ્ચર્યાનંદ
પામી પાછી ફરી. રાજ્યદ્વારે આવી ખબર કરી. કે **કુંવરીએ**
**મહર્ષિને શરીર સમર્પ્યું** આવાત **જાણી** રાજારાણી આનંદ
પામ્યા. કારણ તે કાળમાં મહર્ષિઓનું પગથીયું પરમેશ્વર સમ
પ્રથમ મનાતુંહતું આધુનિક કાળમાંતો શરીરના સાંચા સો
બાજુ સામટી ગતિ કરવા લાગ્યા. અને બુદ્ધિ બારે વાટે
ભાગી. જેથી દુર્મતિની છાયારૂપ થાળી પર મને આશ્રય
કરતાં વિભ્રમતા રૂપ વેલણે વાસીદું વાળી નાંખ્યું. એટલે
જે પંક્તિમાં તાણે તેમ તણાતું હણવા ધારે તો હણાતું,
અને ગણવા માગે તેમ ગણાતું થઇ ગયું.

હવે પેલી સુહૃદયિનિ સુંદરી ચ્યવનની સેવામાં તત્પર
રહી તીર્થાટન કરતી હતી. તેઓ ગોદાવરીના ત્રટપર આવી
લાગ્યાં. દૈવ યોગે આ ગોદાવરીના ગંભીર ત્રટે દેવો પણ
પધાર્યા, જેઓમાં અશ્વિની કુમાર પણ હતા. જેને જોઇ તે
રાજકુંવરી અશ્વિનીકુમાર સમીપ આવી પ્રણામ કરી બોલી
હે દેવ? તમો દેહના દુઃખને દુરકરનાર મનાવછો તો આ

મારા પ્રભુસમ પતિના નેત્રની વેદનાને દુર કરવા કૃપાવંત થાઓ.

અશ્વિનીકુમાર— દેવી તારા સત્યવૃતે તેમજ તારી પતિભક્તિ પરાયણ વૃત્તિએ દેવોને દીન બનાવી દીધોછે. હું તો શું ? પણ જે દેવને તું આજ્ઞાકરે તેણે તે કાર્ય કરવુંજ પડે એવું તારૂં ઉગ્રતપનું તેજછે. શાંત થા! હું તારા પતિનું દુઃખ દુર કરૂં છું; પણ દેવી ? મારૂં એટલું વચન પાળજો કે મારો યજ્ઞ ભાગ ઇંદ્ર દેવે બંધ કર્યો છે તે અપાવશો.

રાજકુંવરી—જરૂર.જરૂર.

અશ્વિનીકુમાર પ્રસન્ન થયા. અને અમૃત નયનાંજન ચ્યવનને જ્યાં આંજ્યું કે તુરતજ બેઉ નેત્ર ચંદ્ર સૂર્ય સમ તેજ કરવા લાગ્યાં ચ્યવન અશ્વિનીકુમારને પ્રણામ કરી બોલ્યા. હે દેવ ? તમોએ મારૂં દુઃખ દુર કર્યું આપને હું શો ઉપકાર કરૂં ?

અશ્વિનીકુમાર કહેવા લાગ્યા. હે મહર્ષિ ? એ ઉપકાર મારો ન માનવો પણ આ તામારા સંગમાં જે રાજકું-વરી છે તેનો માનો.

ચ્યવન—ધન્યછે. સુંદરી ? સદ્ધર્મ પરાયણ માર્ગને પકડી તેં તારા અંધપતિને તીર્થાટનમાં સાથે રાખી, સુખ દુ ઃખ ન ગણી સગાનો સહવાસ સામટોજ દુર કરી. સત્ય

બળ વડે દેવો પર દાવો કરી મને મારા અમુલ્ય નેત્રરૂપ રત્નો પુનઃ પ્રાપ્ત કરાવ્યાં. ધન્યછે! આ સંસારમાં સ્ત્રી હો તો તારા જેવીજ સુંદરીથી સંસાર સુખપ્રદ છે. તું દેહ ધારી નહિં, પણ દેવ પદ ધારીજછે. તું તારા શરીર ધર્મની સાર્થકયતા સંપૂર્ણતામાં લાવી ચુકીછું.

કહેવત છેકેઃ—

જો સજનન પતિને પ્રેમદા, શુભ પ્રીતે દિન નિત જાય;
ચેખેછિ પલપલ પ્રભુ તેહને, સુખ સંસારી સહુ ત્યાં ગણાય.
દિન કર દિન થઇ ફેરાંફરે, જો પતિ પત્નિ સેવે પ્રભુ નામ.
અધિક આશ્રમ ઓપે વળી, સ્હાયક ત્યાં સુંદીર શ્યામ

પ્રસન્નછું તારા પતિ પાસે સ્વેચ્છાનુસાર તું કંઈ માગ

રાજકુંવરી—પતિ. પતિ. અરે! શું માગું? સદા કાળ પતિપ્યાસી જે પ્રેમદા છે તે પ્રભુનેજ પામેલીછે. તો પછી તેછે અવર આશ? અરે હાં હું ભુલુંછું. આ દયા-નિધિ દેવ અશ્વિનીકુમાર સાથે હું મારા વચનથી બંધાઇ છું. એઓનો યજ્ઞભાગ ઇંદ્રદેવ બંધ કર્યોછે. તે અપાવવો જોઇએ. તે અપાવવા તત્પર થાઓ. એ આપની પાસે મારી યાચનાછે.

ચ્યવન—(અશ્વિનીકુમારને પ્રણામ કરી) હે દેવ! અત્યારે આપ પધારો હુ જરૂર ટુંક સમયમાં આપને આ-

પનો યજ્ઞભાગ સદાને માટે સમર્પાવીશ. દિલથી દુઃખને દુર કરશો.

અશ્વિની૦—ભલે. ખ્યાલમાં રાખશો. વિસારશો મા.

ચ્યવન૦—અરે ? એમ હોય ? આપે મને ગુણ કર્યોછે તે કેમ ભુલું ?

આ દેહ પર આપે દયા કરી, જે ઉપકાર અંતરે ગણાય.
ઉપકાર પ્રતિઉપકારમાં આ હૃદય પલ પલ તણાય.

અશ્વિની૦—રજા લઉંછું.

ચ્યવન૦—પધારો અને બોલાવું ત્યારે આવશો.

હવે ચ્યવન તેમજ રાજકુંવરી આ ક્ષેત્રથી બીજા ક્ષેત્રમાં એમ દરેક તીર્થો વિશે [1]પર્યટન કરવા લાગ્યાં. એટલામાં દૈવયોગે જે રાજકુંવરી આ ચ્યવન સાથે સંગમાં હતી તેના માતપીતા ત્યાં આવી ચડયાં. પરસ્પર નેત્રો મલતાં હર્ષાશ્રુવડે એકબીજાને વધાવી મલ્યાં. બાદ રાજકુંવરી પોતાના પિતાને વિનય વાણીવડે કહેવા લાગી કેઃ—

હે પિતા ! આપ પ્રીતિવાન થઇ યજ્ઞ કરો કે જેમાં મહર્ષિ ચ્યવન અશ્વિનીકુમારને યજ્ઞભાગ અપાવે તો હું વચન મુક્ત થાઉં કારણ અશ્વિનીકુમારને યજ્ઞભાગ અપાવવા મેં વચન આપ્યું છે. અને તેઓએ મારા મુખથી નીકળેલા વચનપર વિશ્વાસ રાખી ને મારા પતિ મહર્ષિ ચ્યવનને પુનઃ રત્નરૂપ નેત્ર બક્ષ્યાં. આપ પૃથ્વિપતિ છો એટલે કહુંછું. કારણ દ્રવ્ય વિના યજ્ઞો થતા નથી હમારી પાસે તપના પ્રભાવવડે પ્રાપ્ત થએલા વાકય સિદ્ધિરૂપ

---

૧ ફરવા.

રત્નો છે. જ્યારે આપની પાસે સંસારી સાધન દ્રવ્ય રત્ન છે. માટે યજ્ઞ આરંભો અને તમારી કુંવરીને વચન મુક્ત કરો.

રાજા—(પ્રસન્ન થઇ કહેવા લાગ્યો ) ધન્ય છે કુંવરી. તમો આપણા રાજ્યદ્વારે પધારો યજ્ઞનો આરંભ કરીએ. હળીમળી બધા રાજ્યનગરમાં આનંદથી આવી પહોંચ્યાં. બાદ રાજા દીક્ષા લઇ બેઠો અને ચ્યવનના અધિષ્ઠાતાપણામાં યજ્ઞનો આરંભ થયો. યજ્ઞાંતે દરેક દેવોનું વેદમંત્ર વડે આવાહન (આમંત્રણ) થયું તેમાં ચ્યવને અશ્વિનીકુમારને પણ બોલાવ્યા. અને દરેક દેવો સાથે અશ્વિનીકુમારને પણ યજ્ઞભાગ આપ્યો. એટલે એકદમ ઇંદ્રદેવ ક્રોધાતુર બની ગયો. જેના નેત્રો જાણે ધગધગતા અંગાર હોય તેમ રક્ત થઇ ગયાં અને વજ્ર લઇ એકદમ મહર્ષિ ચ્યવનપર ધસી આવ્યો. મહર્ષિ ચ્યવને જાણ્યું કે મારો નાશ કરશે. એમ ધારી પોતે તપ બળથી મેળવેલું વાક્ય સિધિરૂપ શસ્ત્ર એકદમ ફેંક્યું. આગળ વધીશ મા. એટલું કહેતાંમાં તો ઇંદ્રદેવ ચોડેલો થાંભલાની માફક બની ગયો; કે તેનાથી નહીં આગળ વધાય તેમ નહિં પાછળ જવાય, ન બેસાય, ન ફરાય જેથી ઇંદ્ર નિરાભિમાની બની, લાચારીથી ચ્યવનને પ્રણામ કરી બોલ્યો—

ઇંદ્ર—મહર્ષિ ! માફી બક્ષો મારી ભૂલ થઇ. હું આપના સ્વરૂપને જાણી ન શક્યો. આપે મને જડરૂપ બનાવી મુક્યો છે તેથી મુક્ત કરો. આવા

વિનય વાક્યપર મહર્ષિ ચ્યવનને દયા આવી.

મહર્ષિચ્યવ૦—હે ? ઇંદ્ર ! જાઓ ફરીથી આવો ગર્વ કરશો માં. અને અશ્વિનીકુમારનો યજ્ઞભાગ હંમેશ કાયમ રાખજો.

ઇંદ્ર—વારૂ મહારાજ.

દરેક દેવો યજ્ઞની સમાપ્તિએ આનંદભેર પોતપોતાને સ્થાને પધાર્યા. આવી જીંદગીને ધારણ કરનાર જીવની સાર્થકયતાજ મનાય.

શિ. જ્ઞા.—મહાત્મા ? ચૈતન્યમાંજ પરમેશ્વર છે કે જડમાં પણ છે ?

ગુ. વિઃ—જડમાં ચૈતન્ય અને ચૈતન્યમાં જડતાપણું સમાયેલું છે. જેને બુદ્ધિમાન વર્ગ[1] કળી શકે છે. જેના દ્રષ્ટાંતમાં.

શંકરાચાર્યના પિતા શિવગુરૂ અને તેમની માતા વિશિષ્ટા એઓનું વય આશરે ચાળીસ વરસનું થવા આવ્યું છતાં સૃષ્ટિસુખ સાધનાર્થ પ્રજાનું સુખ આટલા સમયમાં એક પણ નજરે ન ચઢયું. એક સમય સાયંકાળે શિવગુરૂ પોતે સાયંસોપાસનમાં બેઠા હતા. તે વખતે કંઇક વિચાર આવતાં તેમના નેત્રમાંથી જાણે અત્રેજ વર્ષા છે. એ માફક આંસુની ધારા ચાલવા લાગી. તે જોઇ શિવગુરૂના ધર્મપત્નિની જે શંકર સ્વામીની માતા તેમણે કહ્યું કે હે પતિ આપના

---

૧. સમજી.

પ્રાણાત્માને શા માટે ખીન્ન કરોછો. એવો આપને શો વિચાર આવ્યો કે જેનાથી એકાએક આમ આંસુ ઢાળોછો.

શિવગુરૂ—હે ! પ્રિયે ! મને વિચાર આવ્યો કે આપણે નિત્ય સ્વધર્મપરાયણ વૃત્તિમાં રહી આટલો સમય વ્યતીત કર્યો છે. છતાં કોણ જાણે પ્રારબ્ધવશાત્ અદ્યાપિ પર્યંત એક પણ સંતતિનું મુખાવલોકન કરી આત્માને આનંદ આપવા સમય ન મળ્યો. ઈષ્ટેચ્છા એટલું કહી સ્તબ્ધ રહ્યા. તે સમયે શિવગુરૂના ધર્મપત્નિ જે ઘણાંજ સુશીલ હતાં તે બોલ્યાં કે હે ! પતિ ! આપ સુજ્ઞ છો. આપ જેનું રાત્રિદિન સેવન કરોછો એવા જગન્નિયંતા સર્વાંતર્યામિ શંકરનું ઉગ્ર આરાધન કરો તો ધારૂંછું કે પ્રભુ આપણી આશા પૂર્ણ કરશે. શિવગુરૂએ વિચાર્યું કે એમની પણ અંતઃકરણની આસ્તા કેટલી છે તે મારે જાણવું જોઈએ. એમ વિચારી પ્રશ્ન કર્યો કે હે પ્રિયે જે શંકરનું આરાધન કરવા તમો કહોછો તે તો જડરૂપ છે. એથી મનવાંછિત સફળ થશે ?

શિવગુરૂના ધર્મપત્ની બોલ્યાં કેઃ—રે ! પ્રાણાધાર ! મને ક્ષમા બક્ષસો. મારા વાકયપર રોષ ના ધરશો. હું એમ સમજું છું કે ॥ न देवे जडता जडता मानुषे ॥ દેવમાં જડતા નથી પણ મનુષ્યના હૃદયને વિષે જડતા સમાયેલી છે. આ સાંભળતાં શિવગુરૂને અતિ આનંદ પ્રાપ્ત થયો

અને બેઉએ શકરનું ઉગ્ર આરાધન શરૂ કર્યું. ટુંક સમયમાંજ શંકરનું દર્શન પામી વર પામ્યાં અને સાક્ષાત્ શંકરમૂર્તિ તેમના ધામમાં પધાર્યા એ પણ ક્રિયાનુંજ બળ.

વળી લંકાધિશ રાવણ જેવાને માટે પણ ખ્યાલ કરીશું તો જન્મ સમયથીજ તે રાવણે આવી દીવ્ય સમૃદ્ધિને પ્રભુના દરબારમાંથી લઇ આ પૃથ્વિ વિશે પલાયન કર્યું હતું ? ના. ના. પણ તેમણે સદ્‌વૃત્તિ આરાધનવડે શંકરની પ્રસન્નતા મેળવી, અને વરદાનવડે બલિષ્ટ થઇ દેવતાઓને પણ સાધ્ય કર્યા, કે જે દેવોના બંધનમુક્ત માટે નિર્ગુણ બ્રહ્મ તેને સગુણ થવાની જરૂર પડી. એ પણ ક્રિયા.

વિશ્વામિત્ર જેવાએ એક વાર બ્રહ્માનો [1]દર્પ હર્યો એ પણ ક્રિયા.

ભસ્માસુરે શંકરના વરદાનથી બલિષ્ટ થઇ દેવોને ત્રાસ આપ્યો. એ પણ ક્રિયા; પરંતુ એટલું કે ક્રિયાનો માર્ગ ગૂઢ ને ગતિ ગહન છે, સહજ નથી, ગુરૂગમ્ય હોવી જોઇએ.

શિ. જ્ઞા.—ગુરૂ એટલે શું ?

ગુ. વિ.—નિયંતા નિર્મિત સૂર્યનું તેજ સૃષ્ટિમાત્રને

---

૧ અહંકાર.

આનંદ પમાડી યાવત્ સ્થલોએથી [1]તિમિરને નાશ પમાડે છે.

તેમ હૃદયમાં અજ્ઞાનરૂપ છવાયેલું [2]આવર્ણ તેને વિશે સદ્‌વાક્યરૂપ તેજ પ્રકાશિત થએથી તે અલક્ષ્ય વસ્તુનું [3]લક્ષ્ય કરાવે એનું નામ ગુરૂ.

શિ. જ્ઞા.—અલક્ષ્ય કોણ ?

ગુ. વિ.—બ્રહ્મ.

શિ. જ્ઞા.—લક્ષ્ય શું ?

ગુ. વિ.—જગત્

શિ. જ્ઞા.—જગત સાથી મનાયું ?

ગુ. વિ.—જીંદગીથી જગતના મનાતા પદાર્થોનું ભાન થયું. જેમકે સ્ત્રી, પુત્ર, માત, પીતા. ભાઇ, બહેન, સંબંધીવર્ગ વીગેરે પરંતુ જીવ અલ્પજ્ઞ છે.

જેનાથીજ પલપલ સુખદુઃખનો ભોક્તા થાય છે ?

જેમકે પ્રાતઃકાળ મધ્યાન્હકાળ અપરાન્હકાળ અને સાયંકાળ જન્મથી જરાપર્યંત શરીરપર કાળની ચોકી છે. શરીરરૂપી કોટડીમાં જીવ પરવશ પડેલો છે. જે તેનાપર પહેરેગીર કાળ છે. શરીરની સ્થિતિ સૂર્યની ગતિ જેવી છે. એમ માનીશું તો ખોટું નથી. જેમ પ્રાતઃકાળમાં સૂર્યનું

---

૧ અંધકાર. ૨ પડદો. ૩ ભાન.

કોમળ તેજ પ્રીયકરને આનંદ આપનારૂં થઈ પડે છે. તેમજ જન્મકાળ બાલ્યાવસ્થા દરેકને પ્રીયકર થઇ પડે છે.

મધ્યાન્હ કાળમાં સૂર્યનું પૂર્ણ તેજ કેટલાકને પ્રીયકર ને કેટલાકને અનાદર પાત્ર થાય છે, તેમ યુવાવસ્થા કેટલીકગતિ વડે કેટલાકને પ્રીયકર ને કેટલાકથી અનાદર પાત્ર થાય છે.

અપરાન્હ કાળમાં સૂર્યનું તેજ ઓછું થાય છે, જયારે સહજ માન્યતા, નહિં પ્રિતિ, નહિં અનાદર તેમ ત્રીજી વાનપ્રસ્થાવસ્થામાં જીંદગીનું સમધારણપણું હોય છે.

સાયંકાળમાં સૂર્ય ક્ષીણ તેજ થઇ અસ્ત પામે છે. જ્યારે પ્રકાશથી આનંદ માનનારા ખેદ માને છે. જેઓ તેજથી કંટાળેલા તેઓ આનંદ માને છે; તેમ આ શરીર જર્જરાવસ્થામાં તે સ્થિતિપાત્રજ થઇ પડે છે. પરંતુ કાળનું પર્યટન તો સદાકાળજ હોય છે, જેથીજ જગત કાળને વશ છે.

કાળથી નિર્ભયપણું એ એક જીવને દુ:ખદાયીજ છે. એ સ્વાભાવિક છે.

સૂર્ય તો તેનો તે પણ તેજની ન્યૂનાધિકતાવડે મન ધર્મથી પ્રીય અથવા અનાદરપાત્ર થાય છે; તેમ આ શરીર તેનું તે છતાં અવસ્થાંતર થતાં તે પ્રત્યે પ્રીતિ તેમજ અનાદર પણ હોય છે.

મહર્ષિઓએ વર્ણવેલા આશ્રમ ધર્મ ખરાજ છે. બ્રહ્મચર્ય ગૃહસ્થાશ્રમ વાનપ્રસ્થ અને સન્યાસ એ તે યોગ્ય અવસ્થાને માનીનેજ છે એમ માનીશું તો ખોટું નથી. સત્ક્રીયાઓ યોજી કુલધર્મથી ઉત્તરોત્તર આશ્રમધર્મ સ્વિકારવાનું મુખ્ય [1]પ્રયોજન એજ લાગે છે, કારણ વિચારીએ તો બાલ્યાવસ્થાના શરીરપર દરેક જનસમૂહની પ્રિતિ બાદ યુવાવસ્થામાં દરેકની નહીં પણ લાયકાત પ્રમાણે અથવા કેવલ સગાં સહોદરનીજ પ્રિતિ હોય છે. તેમાં પણ વ્યવહાર ધર્મમાં યોગ્ય પ્રવર્તમાન જો શરીર ન હોય, તો જે આપણાથી આનંદ માનનારા મનુષ્યો અથવા જે મનુષ્યોથી આપણે આનંદ માનીએ એવા આ શરીર પ્રત્યે સહજ અનાદર ભાવ થાય છે. જો કે શરીરનો ધર્મ [2]અશાશ્વતજ છે. તેમાં સુવાસીત વાકય ગંધ અચલ છે. શરીર ધર્મ કેવો છે એને માટે શંકરસ્વામિએ કહ્યું છે કેઃ—

रेतो रक्त मसूतं जडमशन चितं षट्विकारत्वगस्थि
स्नायुक्रव्यांत्रमज्जारुधिरमातिमयस्वल्पमाध्यामयाठ्यं ॥
प्राणापायेमृदादि प्रतिममपिचाविट् कीटभस्माऽवशेषं
देहंतं मूठकस्मादहमिवमनुषे के न त्वा वंञ्चितोऽसि ॥

માતાપીતાથી ઉત્પન્ન થયેલું આ શરીર જડ છે.

---

૧ હેતુ. ૨ અનિત્ય.

છતાં જીવાત્માના સંબંધવડે ચૈતન્યાદિ ક્રિયાઓ, જેવી કે ખાવું પીવું બોલવું હસવું ફરવું વિગેરેમાં પ્રવર્તમાન્ છે. શરીરમાં શીરા કૃમિ આંતરડાં ઝીણી ચામડી રૂધિર માંસ છે. તેની દશા ઘડીમાં હર્ષ ઘડીમાં શોક ઘડીમાં સારૂં ઘડીમાં નરસું એવા આ શરીર ધર્મની સ્થિતીમાં રહેલો જીવાત્મા આ શરીરને છોડતાં વારજ મટોડીમાં મળે છે. વા અગ્નિના યોગે ભસ્મીભૂત થાય છે અથવા જળમાં પ્રક્ષેપ (નાંખતાં) કરતાં વિષ્ટા બને છે. એનું કારણ જેમ અન્ન અતિ સુગંધમય અને શરીરનું પોષણ કરનારૂં છે, છતાં તેને આ કોઠાનો સંબંધ થતાં તે વિષ્ટા બને છે. તેમ આ શરીરને જળમાં પ્રક્ષેપ કરતાં જળચર પ્રાણીઓ આ શરીરનો કોઇ પણ ભાગનો તે આહાર કરે કે તે કોઠાનો સંબંધ થતાં ઉપર વર્ણવેલા અન્નના જેવી આ શરીરની દશા સમજવી. તો આવા અનિત્યમય જીવનપર બુદ્ધિમાન વર્ગ ભરોંસો ન રાખતાં સામાની અમુલ્ય સદ્પ્રિતિને મેળવવા સદ્ઉદ્ગાર કરી સામાથી માન્યતા મેળવી સુવાસરૂપ રત્નને મેળવી ગર્વરૂપ કથીરને સદાકાળ દુર રાખવા પ્રયત્નમાં રહે છે. કારણ કે આ નજરે દેખાતો સૃષ્ટિસંબંધ બધોજ જ્યાં સુધી આ નેત્ર નિહાળે છે ત્યાંસુધીને માટેજ છે. જેને માટે જોઇશું તો મહા કવિ કાલીદાસે પણ ભોજરાજાને કહ્યું છે કેઃ—

કાલીદાસઃ— चेतो हरा युवतय; सुहृदानु कूलाः
सद् बांधवा प्राणतयश्च गिरश्च मृत्याः ॥
बलानिंदति निवहा स्तरलास्तुरंगा
ભોજ— संमीलने नयनयो नहिं किंचिदस्ति ॥

હે ભોજરાજ ? જગદીશે તને અર્પેલા તારી નજરે ચઢતા જે વૈભવો તે તારી આંખ મીચાતાં સર્વ નાશ પામેછે, એમ માન. તેનું કારણ જે જીવાત્મા પોતાના નેત્રવડે કોઇ પણ વસ્તુને નિરખેછે ત્યાં સુધીજ તે છે. પણ પોતાની આંખ મીચાતાં પાછળ રહેલી વસ્તુનું તે જીવાત્માને ભાન રહેતું નથી એટલે તેને તો તે વસ્તુઓ નાશ પામેલીજ મનાય.

પદાર્થોનું મિથ્યાત્વ જાણી પૂર્વ કાળના આપણા મહર્ષિઓ સદ્‌ગુરૂ સેવન કરી તેમના વાક્યને અનુસરી દિવ્યજ્ઞાન મેળવી દેવદરજ્જાના અધિકારી થયા એમ માનીશું તો ખોટું નથી.

સંસારમાં મન ધર્મવડે દોરાતી વૃત્તિમાંજ દુઃખછે. જ્યાંસુધી માયિક આવર્ણપણું ત્યાંસુધી તેમાં દુઃખનો સંભવ છે.

સુખતો કંઇક ભાસતું હોય તો સદ્‌માર્ગ પ્રવર્તક જીંદગીના સદ્‌વાક્યમાં સમાયેલું છે. કારણકે તેમાં કંઇક ઇશ્વરનો વિભુતિ અંશ હોયછે. જેને માટે દ્રષ્ટાંત તરીકે નિહાળીશું

તો એટલું માલમ પડશે કે દરેક જનોમાં સત્પુરૂષ પોતાના અધિકાર બળવડે દરેકને માન્યવંત બની મોટાપણું ભોગવેછે. જગકર્તાના નિર્મેલા પદાર્થોપર બુદ્ધિશીલ પુરૂષ પોતાના બુદ્ધિ બળવડે કદાચ કોઇ વસ્તુની સરાહના (સરખામણી) કરવા ધારે તોપણ તે જગકર્તાની સમાનતા ભાગ્યેજ કરી શકેછે. જેથીજ જગકર્તા સર્વોપરી સત્તાધીશ મનાયછે. વળી જીવ અલ્પજ્ઞ સુખદુઃખનો ભોક્તાછે. અને પરમાત્માને તે નથી. જ્યારે પરતંત્ર જીવનું સેવન કરતાં મનુષ્ય આ સૃષ્ટિના સહજ સુખને મેળવેછે તો પરબ્રહ્મના સેવનથી અચળ સુખ મેળવે એમ માનીએ તો ખોટું નથી. તે સત્પુરૂષના પવિત્ર અંતઃકરણમાં દયારૂપે વ્યાપ્તમાન રહી દરેક પ્રાણીને જીવોના કર્મ પ્રમાણે ધારે તે સમયે લાભ અથવા હાનિ, શોક અથવા આનંદ, વિજય કે અપશય બક્ષનાર છે. મનુષ્યની તે સત્તા નથી. જો મનુષ્ય અજ્ઞાનરૂપ આ વર્ણમાં એમ માને કે હું અમુક કરીશ તો તે જીવ તેને માટે શક્તિમાન નથી. જો જીવ શક્તિમાન હોય તો સદાકાળ સુખને ક્યાં ન સંઘરે ? પણ એટલું માનીશું તો સત્ય છે કે સદ્‌ગુરૂનાસેવન વડે સત્કર્મને આદરી પરબ્રહ્મના ચરણવિશે પ્રતિધરાવી શરણમાં રહે તો દયાનિધિ તે પ્રત્યે દયાળુ બની સુખ અર્પેછે. તેથી જીવ મોટાપણામાં આવેછે. કારણકે સદ્‌ગુરૂ કે સત્સંગ, શું ન કરે.

संसार ताप तापनां त्रयो विश्राम हे तवः ॥
अपत्यं च कलत्रं च सतां संगति रेव च. ॥

જે શરીર ચૈતન્યયુક્ત આનંદાયીછે તેજ શરીર નિર્જીવ થયે અથવા વ્યાધિગ્રસ્ત થયે તિરસ્કારપાત્ર થાયછે. જ્યારેસગાં સહોદર કે સ્રીપુત્રાદિથી સુખ માનીએ તો તેમાં પણ કવચિત્ દુઃખરૂપ દાવાગ્નિમાં સીઝાતું આ શરીર છે. આવા અનિત્ય જીવનમાં શ્રેયસ્કર એક સત્કર્મ, મિત્રરૂપ સદ્ગ્રંથ, પ્રત્યક્ષ પરબ્રહ્મરૂપ સદ્ગુરૂ, ગુરૂ સેવનથી સદ્વૃત્તિ, સદ્વૃત્તિથી જ્ઞાન, અને જ્ઞાનથી અચળ પદાધિશનો આનંદ, એ અમર છે.

વર્ણવેલા પ્રાચીન કાળમાં સત્ક્રિયાના બળવડે દેહધારીઓ દેવપદ સમ અચળ સુખના અધિકારી બન્યા અર્વાચિન કાળમાં તો કુળધર્મ સત્ક્રિયા વૃત્તિ બળ રહિત જીવ, દશાથી મનાતા સુખ દુઃખના બોજાને, ધારણ કરેલા શરીરથી સહન કરી અલ્પજ્ઞ પોતાનું જીવન સત્તાંધીશે સરજેલા સમય સુધીના કાળ પર્યન્ત દીન બની વ્યતીત કરે છે.

## મહીદિપ છંદ.

નર દિવ્ય દેહ પામી ભવમાં, કામ રૂડાં કરો.
ધીરજ ધારી સૃષ્ટિમાં, પુરૂષારથે પરવરો.

ધરો દીન પર દયા, દેવ પર મન ધરો;
દિલે ડહાપણ લાવી, પરજનના દુઃખ હરો. (૧)
સહુ જીવમાં મનુષ્યકાય મોંઘો એતો દીશે;
એહ માટે સુખ સાધન, અધિક અર્પ્યાં ઈશે.
મદ માન તાન રહીત, થઈને શાણા ફરો;
દિલે ડહાપણ લાવી, પરજનના દુઃખ હરો. (૨)
આઆ જનમાંહી પ્રીત, લાવી ઘો ઉભરાવી;
પ્રૈમરસ પંથ સબંધ, લક્ષ લ્યો ચિત્ત લાવી.
પ્રભુ પ્રિત પુરૂષાર્થ, સત્ય માર્ગે શુભ વિચરો;
દિલે ડહાપણ લાવી, પરજનના દુઃખ હરો. (૩)
વિશ્વમાંહી વેગે વ્હેતું, મન ચારે પાશ;
નામ ધરી નમ્ર બની, ધરો શુભ આશ.
યમ દંડ જીંદગી પર, જોખમ એ ત્રાશ;
કર્તા હર્તા ધણી સમર્થ, ભજવા અવિનાશ. (૪)

પ્રાચીનકાળ સંપૂર્ણ.

---

# શ્રી.

## વસંત

આ અવની પરે અધિકતા વિભુની ભાસે,
ધારી જગે રે ? જીવ તું કહીં શરણુ જાશે;
શરણે રહીને રટતું રૂડું રામનામ,
સૃષ્ટિ વિશે ઠરશે ઠીક કર રૂડાં કામ. (૧)
રે ? પામી જગ જીવ તું ગુરૂ શરણુ રહેજે,
પામી સુસંગ સુમતિ શુભ લ્હાવ લેજે;
આપે અધિક બનીં અવર્ જન સૂખ દેજે,
સદ્પંથ સાધન કરી ઠીક ઠામ ઠરજે. (૨)
અમૃત જ્ઞાન પય પાન કરાવ કર તું,
નાના પ્રકાર રસ કાવ્ય સુગંધ ધર તું;
જગ ચક્ર કાળ કરવત્ રહેછે ફરતું,
પ્રભુ પદે પ્રીત ધરી ઠીક ઠામ ઠર તું. (૩)



## શિખરિણી.

વિલાસી આ વિશ્વ સદન સુખનું છે ધામ સારૂં.
અતિ આનંદ ધારી, અચળ કર તું નામ પ્યારૂં.
ધરી કાયા માનવ, પ્રભુપદ પર પ્રીત ધર;
સદા નામ દિપાવા જન, હિત તણા કામ કર.
અધિક અર્પ્યું ઇશે, નિરખ નર તું નામ પામી;
વહે મંન ચોપાસે, મમત મહાસાગર માંહી.
ધનથી કર ધર્મ, મને અવર્ જનમાન દેજે;
કપટ કુસંગ, કાયથી તજી શુભ લ્હાવલેજે.
પ્રથમ પરમાત્મા, માત તાત જગભાન કીધું;
બીજા છે પરમાત્મા, ગુરૂ મતિ ગતિ જ્ઞાન દીધું.
ત્રીજા છે જગકર્તા સમર્થ સકળ વિશ્વાધાર;
ત્રણે વને વંદિને, વિચર્ જીવ તું આ સંસાર.
નીતિ નૌકામાંહી, મહા મુનિવર તો બેઠા જોરે;
કસ્તુરી સમકીર્તિ, પ્રસરી જગે નીરખી જોને.
અહર્નિષ સુરસેવા, કરી તે સ્રષ્ટે સુખ પામ્યા;
દયા દીનતા વાણી, વિમળ મનથી દુઃખ વામ્યા.
સહુ જીવો કરતાં અતિ સુખછે પુરૂષ પ્રાણી;
સુમતિઆ સંસારે, રટ તું રસના રામ વાણી.

## શ્રી

# પ્રથમ તરંગ

પ્રાણેશે સરજ્યાં શરીર સહુના, વિવિધ વ્હાલ ધરી.
પરતંત્ર સૌ પ્રાણી પૃથ્વિપરના, આશ અધિક ઉરવરી
લલાટે વિધિએ સર્જ્યું શરીરથી સુખશાંતિ કે વ્યગ્રતા
દિન દિન દુઃખ કે ધામ દામ જગના વૈભવ આરામના(૧)
સંબંધ સહુ જે મનાતા ભવના ગાત્ર રૂડું જ્યાંસુધી.
કે લક્ષ્મી કરૂણા કરે પુરૂષપર આનંદ ઉર ત્યાં સુધી.
પરદેશે કે સ્વદેશે પ્રાણી વિચારી રોગી કે દરિદ્રિરે.
પ્રીત લાવી ન નીરખે જન સહુ સંબંધ થયો દુર તે (૨)
પ્રાણી હાથે નથીરે બાજી જગની, નાથાયે મનથી ધર્યું
અણુચિંતવ્યું મળેને ટળે પલકજે કર્તા એ કર્મે કર્યું
કાયા જેહ નિરોગી તેહ ઘડીમાં પૃથ્વિ પડે દીન થઈ.
સંબંધ પુરૂષાર્થ, બુદ્ધિ બળની વ્હાર અરે ] કયાં છુપાઈ(૩)
નથી સ્વાધીન સુખ આ શરીરનું તો અન્ય કયાં મન ધરે
કહિ અનેક પ્રકાર સુખ મળે જો કર્તા કરૂણા કરે.
પ્રાણી પર સમર્થછે સુખનીધિ વિભુથીરે વ્હાલધર;
પરતંત્ર સહુ પ્રાણી માત્ર પૃથ્વિ, સ્વતંત્ર છે ધરણીધર (૪)
પૃથ્વિતલ પરદેશછે જીવતણું ધામ સ્વદેશસ્વર્ગ છે;
અવલોકન કર આવી ઊર્વી પર રે! પ્રાણી તુજ ધર્મજે

પક્ષી સમ મેળાપ માનવ તણો. પ્રભાત થતાં વારછે
પુરૂષાર્થે પરવર પ્રાણી પ્રભુભજ. નહિંતો તુજહારછે. (૫)

આસૃષ્ટિ પર ભવ્ય વિભૂતિ વડે ભાસમાન, અને દિવ્યૌષધીને ધારણ કરનાર તેમજ તેથી પ્રસરતી સુગંધના પ્રભાવથી શોભાયમાન, એવા ઉદયાચળ ગિરિવરની સમીપ એક દેવનગ્ર હતું તેમાં વસનારા જનો મહા પુન્યશીળ હતા. જેના અવાસ પાંચ સાત માળના ઉંચા મીનાકારી ચિત્ર કામથી શુશોભિત તેમજ નાના પ્રકારના રંગોથી પુરેલા સાંથીઆઓથી આંગણુંઓ શોભાયમાન હતાં. તેમજ ચારે તરફના રસ્તાઓ ઘણાજ રમ્યહતા જે નગ્રના અન્તિમ ભાગ સમીપ એક સુંદર સરોવર હતું. તે ચારે તરફ સુંદર ચિત્ર કાઢેલા પત્થરોથી બાંધેલું હતું જેમાં નિર્મળ અગાધ જળ નવનવા રંગને ધારણ કરેલા, એવા ખીલેલા કમળોથી ઓપતું હતું. આ સરોવર ત્રટે કેટલીક વાર દેવ કિન્નર યક્ષ વિગેરે; ક્રીડાર્થે આવી આનંદ લેતા હતા. આવા રમ્ય સ્થળપર એક સમયે ઉન્મદ નામનો ગાંધર્વ પોતાનું નાના પ્રકારથી સજેલું સાજવાળું વિમાન, તેને વિષે પોનાની પદ્મા નામની સ્રીને સાથે લઇ આ રમ્ય ભુમિપર આવ્યો. પદ્માની સાથે કેટલીએક તેની સરખી સખીઓ પણ હતી. પદ્મા તેમજ તેમની સાહેલી જળમાં રમત ગંમતમાં આનંદ લેતી હતી. તે તરફ ઉન્મદ એક

દ્રષ્ટીએ નિહાળી રહ્યો હતો; એ સમયમાં વાર્ષગણ નામના મહર્ષિ ત્યાં આવી લાગ્યા. અંગે ધારણ કરેલા અલંકારોને નિહાળતી, યુવાના પ્રભાવથી શરીરે ઝરતા મદમાનમાં આનંદને ઉભરાવતી; જળમાં રહેલી અબળાઓને જોઇ, મહર્ષિ સરોવર ત્રટના એક બાજુના ભાગપર સ્થંભ્યા; અને વિચાર કરવા લાગ્યા કે આ બાળાઓ જળથી બહાર નીકળ્યા બાદ હું આ જળમાંથી કમળ કાઢી લાવી. આ સરોવર ત્રટપર દેવાલયમાં વિરાજમાન પાર્વતિપતી શંકર છે તેનું પુજન કરીશ. આવા વિચારમાં મહર્ષિ ઉભા છે એટલામાં ઉન્મદની દ્રષ્ટી મહર્ષિપર પડી, છતાં તે ઉન્મદ આ વાર્ષગણને નમ્યો નહીં. થોડો વખત જતાં મહર્ષિ બોલ્યા કે હે બાળાઓ, હવે તમો જળથી બહાર નીકળો તો સારૂં; કારણ કે મારે સૃષ્ટિપાલક આ શંકરના પુજન માટે આ સરોવરમાં રહેલાં કમળ કાઢવાં છે. આ પ્રમાણે મહર્ષિનું વાકય નિકળતાં, ઉન્મદ તેમજ પદ્મા બોલી ઉઠયાં કે, તમો કોણ છો ? મહર્ષિએ કહ્યું કે હું વાર્ષગણ નામનો તપસ્વી છું મારે આ શંકરનું આરાધન કરવું છે. આ તમારી કોલાહલ શાંત થાય તો વધારે સારૂં. આ પ્રમાણેનું તપસ્વીનું વાકય સાંભળી ઉન્મદ કહેવા લાગ્યો, આપ મહર્ષિ છો તેથી શું થયું. હમારો અધિકાર કાંઇ ઓછો નથી. હમો પણ દેવો સમીપ વસનારા છીએ, અને તમો

તો એક પૃથ્વિ પડપરના માનવ છો. હમો આ જળમાં છીએ. તેથી જળ ઉછાળતાં તેના જળકણો ઉડે તેનો જો તમોને ખેદ થતો હોય, તો આ સીધો માર્ગ ચાલ્યા જાઓ. આ સુંદર સરોવર દેવ ગાંધર્વોનુંજ રમ્યસ્થાન છે. આવાં ઉન્મદ અને પદ્માના મુખથી વજ્રસમ વાકય નિકળતાં મહર્ષિને નખશીખ ક્રોધાગ્નિ પ્રગટયો અને રક્ત નેત્ર કરી બોલ્યા કે રે; મૂર્ખ તું ગર્વના ગેનમાં ઘેરાઇ ફાવે તેમ બકે છે. તું મારા સ્વરૂપથી અણજાણ્યો છે. જરૂર તું શિક્ષાનેજ પાત્ર છે, તમોએ મારી મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે. માટે હે ઉન્મદ શ્રાપ આપુંછું કે તું જયાં ઉભો છે ત્યાંજ ચેતનયુક્ત ચોઢેલા થાંભલા જેવો બની રહેજે; અને આ અમર્યાદ બાળા તારી સ્ત્રી તે આ સરોવર જળમાં વેલીરૂપ થઇ જાઓ. આવું વજ્રલેપ વાકય મહર્ષિના મુખથી સાંભળતાં ઉન્મદ તેમજ પદ્મા સકંપભયભીત બની ગયાં, અને પ્રણામ કરી વિનય વચને કહેવા લાગ્યાં હે પરમ-પુરૂષ અમારા દૈવે હમોને ભુલાવ્યાં. આપનું સત્ય સ્વરૂપ હમારી નજરે ન ચઢયું આપ કરૂણાનિધિ છો; હમારા મદોન્મત વાકયપર લક્ષ ન આપતાં, શરણાગતપર દયા કરો, અને આપે આપેલા શ્રાપના દુઃખથી મુક્ત કરો. મુક્ત કરો. મહર્ષિ બોલ્યા રે ! ઉન્મદ તું શું દરેક મનુષ્ય સરખા સમજે છે. અરે; કાષ્ટજડ છે છતાં તે કાષ્ટમાંથી

અગ્નિ ઝરતાં તે ન્હાય તેનો નાશ કરે છે, તેમ આમારા કાષ્ટસમ જડવત્ શરીરમાંથી નીકળેલો ચેતન વાક્યાગ્નિ તારો જરૂરજ નાશ કરી દેશે. એ તું સત્યમાન જે પણ હજી તારાપર દયા ધરી છે, આ તારા ગર્વવાળાં વાકય માટે, આ સહજ શ્રાપ આપ્યો છે, જા ભોગવ. આવું ફરી વાકય નિકળતાંજ પદ્મા તો વેલ બની ગઇ. તે જોઇ ઉન્મદ આક્રંદ કરતો દીન બની વારંવાર મહર્ષિંને વિનવવા લાગ્યો. ઓ વિભુ દયા કરો મારો મદ મારૂં માન મરોડી મૃત્યુસ્થાનમાં મુકી ગયો. રે; દૈવ કૃપાનિધિ મનપર દયા ધરી અમોને આ મોટા દુઃખમાંથી બચાવો. અનુગ્રહ કરો. આ પ્રમાણે વિનય વાકયવડે ઘણી વાર મહર્ષિંને વિનવ્યા મહર્ષિંને દયા આવતાં બોલ્યા કે હે ગાંધર્વ તું સ્થિર ચિત્ત એક નિષ્ટાથી હું આ જળમાંથી કમળ કાઢી લાવી શંકરનું આરાધન કરૂં ત્યાં સુધી તું શ્રી શંકરનું એક સરખું સ્તવન કર એથી તું ત્થા તારી સ્ત્રી પદ્મા [1]મુળરૂપને પામશો. આ પ્રમાણે શ્રાપનો અનુગ્રહ કરી મહર્ષિં જળમાં ઉતર્યા બાદ પોતાની નિત્ય ક્રિયાથી પરવારી કમળ કાઢી લાવી, તે વડે શંકરપાર્વતિનું આરાધન કર્યું. પછી દેવાલયથી બહાર આવી, ઉન્મદ તેમજ પદ્મા તરફ પોતાની અમીદ્રષ્ટી ફેરવી. કે તુરતજ તેઓ મુળરૂપને પામ્યાં, અને

૧ સ્થીતિ.

મહર્ષિના ચરણમાં શિશ નમાવ્યું. એટલે તુરતજ મહર્ષિનો ચડેલો ક્રોધ શમી ગયો. મધુર હાસ્યે મહર્ષિએ કહ્યું શુભંભવતુ આ પ્રમાણેની શુભ આશીષ મેળવી. હૃદયે આનંદ ધરતાં તે ઉન્મદ અને પદ્મા તેમજ તેની સખીઓ વિગેરે ત્યાંથી સ્વસ્થાન પ્રત્યે વિદાય થયાં. આનો સારાંશ દરેક જીવોની ગતિ સરખી નથી. દરેક યુગાંતરે સૃષ્ટિક્રમ અને જીવની ગતિ મતિ પ્રમાણે સ્થળ ત્યાં જળ અને જળ ત્યાં સ્થળની માફક ફેરફારમાં હોય છે.

ઉપર વર્ણવેલા ગિરિ વરની રમ્ય તળેટીના સમીપ આવેલા દેવ નગ્રમાં દત્તરાજ નામનો એક સદ્ગ્રહસ્થ હતો. તે ઘણોજ નમ્ર સ્વભાવવાળો તેમજ દેવ અને દ્વિજપર પ્રીતિ રાખનારો તથા કુલ ધર્મને માન આપનારો હતો. લક્ષ્મીદેવી પણ આ પ્રારબ્ધી પુરૂષને ત્યાં તેના પુણ્યાંશે વાસ કરી રહી હતી. જેને ત્યાં સૂર્ય ઉદયથી તે સૂર્યાસ્ત સુધીના સમયમાં ઉછળતા દામના છનનનન છનનનન અવાજ એક સરખા કર્ણે અથડાયાજ કરતા જેથી નગ્રમાં કોઇ પણ ગુણીજન આવે તો તે પહેલાં દત્તરાજનીજ મુલાકાત મેળવે. દત્તરાજ પોતે ઉદાર પણ હતો તેથી આવેલા મનુષ્યને બીજા પાસે યાચનાર્થે જવાની જરૂર પણ ન રહેતી. તેને જો કદી અંતરથી ઉમંગનો ઉભરો આવ્યો તો પ્રસન્ન દીલે અઢકું દ્રવ્ય આપી દેતો અને આનંદ માનતો.

એક સમયે દત્તરાજ પાસે એક બ્રાહ્મણ આવ્યો અને તે વિહ્વળ બની તેના ઘરમાં ચારે તરફ નજર ફેરવવા લાગ્યો.

દત્તઃ—મહારાજ ! આપ ગુણી છો એમ મને ભાસે છે, છતાં આપ વિકળ બની ચારે તરફ દ્રષ્ટી ફેરવી શું નિહાળો છો ?

બ્રાહ્મણેઉત્તર આપ્યો હે પ્રારબ્ધી ? તને પરમાત્માએ અત્યંત સુખ, નાના પ્રકારના વૈભવ અગણનીય અર્પ્યા છે. આ પૃથ્વિપડપરનો જે સુખનો સિંધુ તેણે તારે ત્યાંજ આવી નિવાસ કર્યો છે. એમ મને ભાસે છે. कल्याणमस्तु. એટલું કહી બ્રાહ્મણ ઉભો રહ્યો ત્યારે

દત્તઃ—કૃપાનિધી માગો ? શું ઇચ્છા છે. આ ધામમાં આપના પવિત્ર પગલાં થયાં જેથી હું કૃતાર્થ થયો. હવે થોડા સમયમાં મારી અંતર આશા પ્રભુ પાર પાડશે એમ હું માનુંછું.

બ્રાહ્મણ વિચારવા લાગ્યો કે અરે ? આને અનેક પ્રકારનું સુખ ઇશ્વરે આપ્યું છે ને વળી શાની આશા ધરાવે છે.

બ્રાઃ—હે ભાગ્યવાન્ ! તારા અંતરમાં હજી શી અભિલાષ છે.

દત્તઃ—( પ્રણામ કરી ) કહેવા લાગ્યો કે મહારાજ ! આટલી સમૃદ્ધિ છે, હું વયપાત્ર છું મારા પ્રત્યે હવે [1]જરાએ નિહાળવા માંડયું છે. જેથી ચિંતાયુક્ત મન હવે માને છે કે પાછળ આ સમૃદ્ધિનો ઉપભોગ કરનાર કોણ ?

આ સાંભળતાંજ બ્રાહ્મણે કહ્યું તારા પ્રારબ્ધમાં પ્રજાનું સુખ છે. ફીકર દુર કર. આ વાકય સાંભળતાં દત્તરાજનું અંતર આનંદથી ઉભરાવા લાગ્યું. અને ઉમંગવડે તે બ્રાહ્મણને યોગ્ય સત્કારવડે સંતોષી વિદાય કર્યો.

થોડા સમય પછી સારા ભાગ્યે આ દત્તરાજના સુખ ધામમાં આ ચિત્રરૂપ અર્વાચીન કાળમાં વર્ણવવામાં આવતા મુસાફર મનહરનો જન્મ થયો. સ્વજનમાં એક સરખી આનંદથી ઉભરાતી સરિતા વહેવા લાગી. આ મનહરનું વદનકમળ તે મનને હરણ કરે તેવુંજ ઉજવળ તેજવાન હતું. એના મધુર બોલ બીજાને વ્હાલ ઉપજાવે તેવા હતા. એનું અંતર નિરખતાં અવરને આનંદ ઉભરાતો હતો. ટુંકમાં એનો કોમળ દેહ સુશોભિત એક પૂર્ણચંદ્ર સમ કાંતિમય હતો. પરબ્રહ્મના ધામમાંથી પૃથ્વિપર પરવરતાં આ મનહરે હૃદય કમળના કબાટમાં દયા–ક્ષમા–ધૃતિ વીગેરે સદ્રત્નો જાણે સંઘર્યા હોય અને પ્રયાણમાં પરવર્યો હોય એવો એનો ગંભીર ચહેરો ભાસમાન હતો. અને વળી

---

૧ વૃદ્ધાવસ્થા.

પૈસાની છતવાળાનું છોકરૂં એટલે હેત ન હોય તોપણ પરાણે હેત દોડી આવે એ સ્વાભાવિક છે.

દત્તરાજની બરોબરી કરનાર પૈસાથી ભરપુર શ્રીપાલ નામનો એક સદ્‌ગ્રહસ્થ એજ નગ્રનો નિવાસી હતો. એ સદ્‌ગુણી, સજ્જનને નિરખી અંતર આનંદ માનનારો, ધર્મ પરાયણ વૃત્તિથી દોરાનારો તેમજ દ્રવ્યનો સદ્‌ઉપયોગ કરનારો હતો. એમણે એક સત્પુરૂષની લાંબા કાળ સુધી શુદ્ધ વૃત્તિવડે સેવા બજાવી હતી, જેના આશીર્વચને આ સેવાના ફળરૂપ નીચે વર્ણવવામાં આવતી કુશળદેવી નામની કુંવરી તેને ત્યાં પ્રાપ્ત થઇ હતી. મનહર તેમજ કુશળદેવી બેઉના વયમાં સહજજ અંતર હતો. જે સાથે રમતાં તે સમયથીજ દૈવયોગે એક બીજાના સ્નેહનું આકર્ષણ હતું. વળી શ્રીપાળના ઉંચા વિચારો હતા કે કોઇ સદ્‌ગુણી. શોભાયમાન. દ્રવ્યવાન્ ઘર આ કુશળદેવી માટે મલેતો વધારે સારૂં. તે ધારવા મુજબ આદત્તરાજનું સુખસદન એને ભાસ્યું. તેથી પોતાની કુંવરી કુશળદેવીનો વિવાહ એણે દત્તરાજના છોકરા મનહર સાથે કર્યો. આ કુશળને પોતાના સંબંધી વર્ગો એની અતિ ચાતુરી જોઇ લાડમાં તેને ચપળ નામે બોલાવતા હતા. એ ચપળ પણ ગૌરવર્ણી હતી. જેના મુખ· પર જાણે પૂર્ણેંદુ એજ તેજ પ્રસાર્યું હોય તેવી તેની મુખમુદ્રા હતી. મસ્તક પર સુશોભિત લાંબા કેશ તેજવાળા

હતા. જેનાં નેત્ર કમળની પાંખડી માફક હતાં. દંતપંક્તિઓ રાતી રાગ ઉપજાવે તેવી હતી. જેનું મધુર હાસ્ય હતું મંદમંદ ચાલતાં પગને વીશે ધારણ કરેલા નુપુરનો અવાજ રણઝણ શબ્દ કરી આ ઓપતી બાળાના તરફ મનને આકર્ષનારો હતો. નાની વય છતાં એનાં સુંદર અંગની શોભાની સીમા ન હતી. આ કુશળના કંઠથી સુસ્વર નીકળતાં જાણે કોયલ મનમાં બળી કાળી થઇ ગઇ. અને સલજ્જીત બની વૃક્ષલતાઓમાં છુપાવા લાગી. અંગે ધારણ કરેલાં વિદ્યુતસમ વસ્ત્ર તેમજ સુંદર અંગ પેખી [1]વિદ્યુત્ વ્યાકુળ બની આભમાં છુપાઇ હંસગમિનિ કુશળની ચાલ જોઇ હંસો અભિમાન છોડી [2]અર્ણવ પાર જઇ રહ્યા.

કુશલના કૃષ્ણ સુવાસિત કેશ જોઈ ભ્રમરો ભાન ભુલી જઈ રાત્રિ દિવસ કુન. કુન. કુન શબ્દ કરતા ભમવા લાગ્યા કુશળના અંગે સ્થળે સ્થળે ધારણ કરેલા અલંકાર નીરખતાં અશ્વિનીકુમાર પૃથ્વિ પરથી પલાયન કરી ગયા. કુશળના ઉજ્વળ ઉદર પરની ત્રીવલી અનંગ દેવની આંખે અડતાં શરમાઇ માન મુકી નાસી છુટયા તે દેવી પાર્વતીના નખમાં જઇ છુપાયા. કુશળના નેત્ર કમળથી મરોડ મુકી કમળો જળમાં જઇ વાસ કરી રહ્યા. આ કુશળના સુંદર અંગને વધારે દીપાવે એવા તેનામાં અનેક સદ્દગુણ પણ હતા.

---

૧ વીજળી. ૨ સમુદ્ર.

॥યથા નામા તથા ગુણાઃ॥ આ વાક્ય પ્રમાણે આશ્રમા ગારને [1]ઓપાવે તેવીજ હતી.

નાની વયમાં આ મનહર અને કુશળદેવીનાં શાસ્ત્રોક્ત લગ્નવિધિએ સંબંધ જોડાયો હતો. મનહર નાનપણથીજ ઘણો ચાલાક (બુદ્ધિશીલ) હતો. ક્ષણભર વિરામ લેઇ બેસતો નહતો. વેપારી વહાણ અને વસ્તુનીજ તે રમત રમ્યા કરતો જેથી તેના સગા તેપર ખ્યાલ કરતા કે આ બહુજ ઉદ્યમી નીવડશે. મનહરની ટુંકી વયમાંજ તેના વડીલ દત્તરાજનું અવસાન થયું. બાદ વ્યવહાર ધર્મ પ્રમાણે સમય સમયના કાર્યથી નિશ્ચિંત થયા પછી મનહરને અનેક પ્રકારના વિચારો સ્ફુરવા લાગ્યા. આ મનહરના બીજા આગળ વર્ણવવામાં આવતા પિત્રાઇ સંબંધી વર્ગ હતા પણ તેઓ અત્યારે મનહરમાં રહેલા કંઇક સદ્‌ગુણ, લાવણ્યતા, તેમજ દ્રવ્ય સમૃદ્ધિ અને આજુ બાજુના જનોની અત્યંત પ્રીતિ તે તેમની નજરે ચઢતાં સહન થવું મુશ્કેલી ભરેલું હતું. જેથી મનહર પર અંતરથી અનાદર ધરાવતા હત.ા મનહર પાસે દ્રવ્યનું સાધન સારૂં હોવાથી તેને અવર દુઃખતો કાંઇજ ન હતું ફક્ત વડીલ તરીકે સારા સલાહકારની જરૂર હતી. મનહર બુદ્ધિ બળવાળો તો હતો પણ વડીલની ખોટને લીધે નિરંકુશ બન્યો. કંઇક દયા

૧ દીપાવે.

એમની પાસે વસનારાં હીરા માણેક જોડાંની હતી. વિચારમાં કેટલાક દિવસો વ્યતીત થઇ ગયા. એક દિવસ રાત્રિના સમયપર મનહરના પિત્રાઇ વર્ગ કે જેને અંતરમાં દ્વેષનો દવ લાગી રહ્યો હતો. તેઓ ટોળે મળી, નગ્ર વિષે આવી ચઢેલા ગાંધર્વી અને નૃત્યકાર તેને સાથે લઇને મનહરને ત્યાં તેડી જવાના નિશ્ચયપર આવ્યા. આનો હેતુ એજ હતો કે વડીલો પાર્જિત દ્રવ્ય મનહર પાસે સારૂં હતું તે કોઇ પણ માર્ગે રસ્તે પડે તોજ તેઓનું તન શિતળ થાય એમ હતું. આ સમયપર વિચારમાં લીન થયેલો મનહર પોતાના ઘરના પહેલા માળે. વિચારને દુર કરી મનને આરામ આપવા એક સુંદર હીંચકાપર પડેલો હતો. મનહર સ્વતંત્ર અને ઉમંગી હતો. તેથી એણે આ મેડાનો ભાગ સુંદર શોભાયમાન રાખેલો હતો. ચોમેર ફરતા અનેક પ્રકારના રંગોથી ચિતરેલા ચિત્રવાળી ભીંતો સાથે ગાદી તકીયા નાખેલા હતા. તે પર શ્વેત ચાદર પાથરી રાખી હતી તેની સાથે ઘણી જગ્યાએ પંખાઓ પણ મુકી રાખેલા હતા. મધ્ય ભાગમાં એક ખુરશી તેમજ એક મોટું સુશોભિત ટેબલ (મેજ) ગોઠવેલું હતું તે પર એક સુંદર રૂમાલ પાથરેલો હતો. તે ઉપર એક મોટો ચાંદીનો તાટ રાખેલો હતો. જેના એક ભાગ પર ચંબેલીનું, મોગરાનું, કેવડાનું, ગુલાબનું, હીના, વીગેરેના સુગંધી અત્તરો રાખેલાં

હતાં. જ્યારે બીજા ભાગ પર જાતજાતના સુવાસિત પુષ્પો મુકેલાં હતાં. ત્રીજા ભાગ પર પાનસોપારી, એલાયચી, તજ, વરીઆરી, લવીંગ, જાવંત્રી, જાયફળ વિગેરે રાખેલાં હતાં. તેની બાજુપર બદામ, અંજીર, આલુ, પીસ્તાં, અખરોડ, કાજુ, દ્રાક્ષ વીગેરે રાખેલાં હતાં. અને એ તાટની મધ્યમાં સુશોભિત ગુલાબદાની ગોઠવેલી હતી. આવા મનને આનંદ આપનારા પદાર્થો તરફ દ્રષ્ટી રાખી તેને નિહાળતો હતો. તેની પાસે પ્રિય વાકય સંભળાવતી એવી કુશળ ઉભી ઉભી પંખા વડે પોતાના પ્રિય પતિને મધુર પવન નાંખતી હતી. એ સમયપર સાજંદા વર્ગને સાથે લઇ મનહરના પિત્રાઇ વર્ગોએ આવી સાદ કર્યો, ભાઇ મનહર છો કે ?

મનહરના કર્ણ સંબંધી વર્ગનો અવાજ આવી અથડાતાં તુરતજ તે માન આપવાને ઉઠયો, અને માળની બારી પાસે આવી બોલ્યો કે અત્યારે તમો કયાંથી ? પધારો કહી આદરમાન આપ્યું. ઉમંગ ધરી તે સર્વેએ મેડાપર આવી આસન કર્યું બાદ સાજંદા વર્ગોએ સતાર, દિલરુબા, તબલાં વીગેરે છોડી તે પર હાથ ચલાવવા માંડયો. મનહરના પિત્રાઇ કહેવા લાગ્યા. અરે મનહર, સાંભળ્યું ? આ સતાર અને દિલરુબામાં શું શબ્દ થાયછે ? સારા લાગેછે ?

મનહરઃ—હા. મેં શબ્દ સાંભળ્યા.

સાજ શબ્દ કરે છે કે—

સતારનો નાદ સુચવે, સીતારામ ભજની.
મીથ્યા આ પ્રપંચ જગનો, મમતા મનવા તજની.
અખંડ અવિચળ આશ, વાસનામાં પ્રાણી;
ભરમાઇ ભવમાં ભુલે, સંસાર સત્ય જાણી.
મનડું મસ્તાનું મ્હાલે, ચોમેર ચલાવ્યું ચાલે;
અંતર્આશ અવર તજી, રસના રામ નામ રટની—સતાર૦

કેવ—ઓહો. મનહર શું ! સતાર ઉપર મુજબ સુચવે છે ?

મન—હાજી.

કેવ.—વારૂં ત્યારે આ તબલામાંથી શું સ્વર નિકળેછે તે પણ. તમે સમજતા હશો.

મન.—ભાઇએ પણ મારી બુદ્ધિ પ્રમાણે સમજી શકું છું.—ખ્યાલ કરજો.

મધુર સ્વરથી પોકારેએ, સંસારે સાર;
લેજો પ્રભુ નામ મુખ એ, સંસારે સાર.
વિચારો આ વિશ્વમાંહી, ધામ ઠામ અચળ નાંહી;
કાયથી કામ શુભ કરજો, એ સંસારે સાર.
અવાજ કરી આનંદ આપું, તેમ ઉપર થાપ પડે;
એમ જગે મ્હાલતાં જંન, જોજોરે ન સહેવું પડે.
દ્વેષ દિલથી દુર કરજો, એ સંસારે સાર;
પ્રભુ ભજનથી ઠીક ઠરશો એ સંસારે સાર.

મનહરના મિત્રાઇ વર્ગએ એકદમ હસીદીધું અને બોલ્યા કે મનહર આ નીકળતા સુરના શબ્દનો તોલ તમે ઠીક કરતા લાગો છો. હો.

મન—હા.જી જે સમજુંછું તે સત્ય છે.

કેવ—ત્યારે તો આ દિલદુખથી નીકળતા સુરને પણ તમે જાણી શકતા હશો. એ શું કહેછે જરા કહેશો ?

મન—હા. એ પણ તમને સાંભળવા ઉમંગ હોય તો કહુંછું સાંભળજો.

ગર્વ ધરી દેહે દિવાના, ડાહ્યા જન તે નથી થાતા;
દેહપર દુઃખ છે પલપલ, ન આવશે અંત પસ્તાતાં.
જન્મ ધરી જુઓ જગમાં, પ્રાણી પર ઇશ સત્તાધીશ;
ભજનથી પ્રાણી ભવમાંહી, અધિકતા અર્પે જગદીશ.
દ્વેષનો દવ દિલવિષે, દુઃખનું મુળ એ દેહને;
દહન કરે પરને પોતે, વિદારિ સુખ શુદ્ધ સ્નેહને.
નિર્મળ નામ નિતિનેં, શોભાવે ગુણ પ્રભુ ગાતાં ગર્વ૦

ભાઇ સમજ્યા ? ખ્યાલ કરજો. આપ જે આ સાજંદા વર્ગને સાથે લઇ મારે ત્યાં પધાર્યા એથી હું આનંદ માનુંછું. કદાચ મારે આ સાજંદાઓને પાંચ પૈસા આપવા પડશે પણ, એથી આપની ઉદારતા અને મારા પ્રત્યેનો જે ભાવ તે, મને સમજવા સમય મળ્યો. આ પ્રમાણે મન-

હરના મુખથી વાક્ય નિકળતાં કેવળ રામ વિગેરે તેમના પિત્રાઇ વર્ગ સમજ્યા કે એમના દ્રવ્યનો રસ્તો આપણે આમ તેમ કરાવવા ધાર્યો તેનું મનહરને ભાન થયું હોય એમ લાગે છે.

તેમજ વળી ભાસ્યું કે આ મનહરથી હવે વધારે પાનું પાડવું ઠીક નથી. તેથી ગાનતાનમાં બે પ્રહર આનંદ લઇ વિદાય થવા વખત કેટલુંક દ્રવ્ય મનહર પાસે તેને અપાવ્યું. અને સૌ સૌને રસ્તે પડયા. મનહર વિચાર કરવા લાગ્યો કે હાલ તો મારી પાસે દ્રવ્ય છે એટલે વાંધો નથી. પણ કંઇક ઉદ્યમમાં દોરાવું એ ઠીક આવા અનેક તરંગોમાં પોતે સ્તબ્ધ બની રહ્યો છે. એટલામાં કુશળ ત્યાં આવી અને કહેવા લાગી, તમો શા વિચારમાં રમી રહ્યા છો ? આ તમારા પિત્રાઇ વર્ગના પ્રવાહમાં જો તમો તણાયા તો જરૂરજ તમને તાણીને પાતાળના પડીઆમાં બેસાડી દેશે. એમ મને લાગે છે. મનહર કહેવા લાગ્યો રે ! શાણી તું કથે છે તેમજ મારૂં હૃદય પણ માને છે. મારૂં હૃદય સંબંધી વર્ગથી તો ઠીકજ છે. પણ તારા મધુર વાક્ય આ કર્ણે અથડાતાં મનને શાંતવન મળે છે. છતાં વારંવાર વિચાર સ્ફુરે છે કે વ્યવહારના તરંગ જળના ઘુમરીખાતા વમળમાંથી નીકળી સદ્પંથે પડી સુખી થવાનું સાધન તો એક સદ્ઉદ્યોગજ છે. અને એજ સદ્મિત્ર છે.

કુશ—તમારે આવા વિચારો લાવી મનને આમતેમ દોડાવવાનું શું કારણ છે? તમારા સારા ભાગ્યે તમારા વડીલે સારૂં દ્રવ્ય સંઘર્યું છે. આપે તેનો યોગ્ય વ્યય કરવો તેપર લક્ષ આપવું. કારણ કે મિત્ર માન મગરૂરી એ દ્રવ્યનાજ રંગ છે.

આપના હૃદયના અનેક વિચારો દુર થાય એમ મને ભાસતું નથી. આ સ્થળપરથી તમો ઉપરના મેડાના એકાંત શયન સ્થળમાં જઇ આરામ લ્યો કે જેથી આવતા વિચારો દુર થાય; આ મેડાનો ભાગ પણ રંગોવાળાં નાના પ્રકારના કાઢેલા ચિત્રોથી સુશોભિત હાંડી, તકતા, ઝુમ્મરો તેમજ એક બાજુપર ગાદી તકીઆ બીજી બાજુ ખુરશી ગાલીચા ભીંતની સાથે કેટલીક દેવમૂર્તિના મડેલા તકતા ચોડેલા હતા. અને નાના નાના સુગંધી પુષ્પ વૃક્ષોના કુંડાઓ બિગેરેથી શોભાયમાન્ હતો. આ માળની પૂર્વ ભાગની બારી પાસે સુંદર એક પલંગ બીછાવેલો હતો ત્યાં આવી **પ્રભુ સ્તવનપૂર્વક મનહરે** શયન કર્યું, બાદ હૃદયમાં રામનામનું રટન્ કરતાં કુશળ દેવી પણ નિંદ્રા દેવીને આધીન થઇ.





શ્રી.

# સંસારાર્ણવમાં મનહર મુસાફર.

અરૂણોદય સમયમાં કોકિલા ચાત્રુક, ચકવા, પપૈયા, સારંગ, કાગ, વિગેરે પ્રાણીઓ પોતાની વાણીમાં આનંદ આપનારા શબ્દોનું ગાન કરી રહ્યા છે. આકાશ નવનવા રંગથી સૃષ્ટિના શણગાર રૂપ ચારે તરફ છવાઇ રહેલું છે. વનસ્પતિ તથા વૃક્ષો લતાઓ વિગેરે મંદ મંદ પવનની લહેરો વડે જાણે જગકર્તાના ચરણ કમલમાં કોમળ તેજ યુક્ત ઉગતા સૂર્યનારાયણને વારંવાર પ્રણામ કરી રહ્યાં છે.

તે સમયે ચપળદેવી આશ્રમને દીપાવનાર એવા ઉપચાર વડે પોતાના આશ્રમાગારને સુશોભિત બનાવી સુખ દુઃખના સાથી એવા પોતાના પતિ મનહરના ચરણકમળમાં પ્રભુ સ્તવન પૂર્વક પ્રણામ કરી કહેવા લાગી કે હે પ્રાણવલ્લભ હવે નિંદ્રાને ત્યાગ કરી રમ્ય ચિત્રોથી ભાસમાન તેમજ નિયંતા નિર્મિત આનંદદાયી આ સૃષ્ટિ સૌંદર્યતાનું અવલોકન કરો.

અહા ? હા ? હા ? પ્રભુ તારી અપાર ગતિને જીવ કળી શકે તેમ નથી.

પ્રિયે જોને સૃષ્ટિ વિશે પ્રભુએ સરજેલા દરેક પ્રાણી-ઓમાં પણ મનુષ્ય કેટલા બધા સુખના અધિકારી છે? વનવૃક્ષો તાઢ તાપ વરસાદ એક સરખો વેઠી મોટાં થાય છે ત્યારે તેને કપાવી મનુષ્યો પોતાને રહેવાના ઘર માટે તેનો ઉપયોગ કરે છે. વનસ્પતિઓ તેમજ સારી સુગંધિત પુષ્પવેલીઓ તેમજ પશુ પક્ષીઓ પણ મનુષ્યના સુખ સાધનાર્થેજ છે. પશુઓ ઘાસ ખાય છે. મોંઢે બોલાતું નથી. પાણી પાય ત્યારે પીએ છે. જ્યાં લઇ જાય ત્યાં જાય છે. અને અસહ્ય ભાર વહન કરતાં છતાં ઉપરથી પડતા મારને પણ સહે છે, પક્ષીઓ વનફળથી પોતાનું શરીર પોષે છે. તેને રહેવા ઘર નથી. ઓઢવા વસ્ત્ર નથી. શરીરને થતા વ્યાધિઓ માટે દવા વિગેરેના ઉપચાર નથી. તેમ કોઠા-રમાં ભરેલું અનાજ પણ નથી. આવાં અસહ્ય દુઃખોથી તેઓ પોતાનો વખત પ્રભુએ નિરમ્યો હોય ત્યાં સુધી તે પુરો કરે છે. તે કરતાં શું મનુષ્ય જીંદગીને અગણુનીય સુખ નથી.?

ચપ.

સત્ય છે. જગન્નિયંતાએ જે સુખ બક્ષ્યું છે. તે અગણુનીયજ છે. મનુષ્ય જો સદ્વૃત્તિ પુરઃસર પોતાનું જીવન ગુજારે તો અલક્ષ્ય લાભ બીજો પણ ક્યાં ન મેળવી શકે.

એજ માનવદેહે નહુષ જેવાએ એકવાર ઇંદ્રપદનો અધિકાર મેળવ્યો.

બ્રહ્મદેવની બરોબરી, વિશ્વામિત્ર જેવાએ કરી;
વસિષ્ઠ જેવા પરમ પુરૂષના, ગુરૂપદના અધિકારી થયા.
હરિશ્ચંદ્ર જેવા આ સૃષ્ટિમાં, એક દેવરૂપ ગણાયા;
શિબિર જેવા કોષાધિકારી, કુબેરવત્ મનાયા.

માનવદેહ અમુલ્ય છે એ પ્રત્યે પ્રભુનો પરમ ઉપકાર છે. આ સૃષ્ટિમાં સંબંધાનુસાર પ્રભુએ મેળવેલાં જોડાં જો કર્તાની કૃતિનું અવલોકન કરી સત્ય ગ્રહસ્થાશ્રમ નિભાવે. (જેવો કે હરિશ્ચંદ્રવત્) તો તેને શું સ્વર્ગ સહજ નથી. ?

મન—જરૂર.

પ્રિયે—હવે હું થોડા સમય પ્રવાસમાં ગુજારીશ.

ચ—આપના ચરણને સેવનારની સંભાળ રાખશો.

હવે મનહર પોતાનું સ્વસ્થાન છોડી સૃષ્ટિના સુંદર પદાર્થોની કૃતિનું અવલોકન કરવા માટે ભુમધ્ય મહાસાગરના ભયંકર [1]મોહાર્ણવને વિશે આશાપાશ રૂપ નાવમાં વિરાજમાન થયો. એકંદર ગણત્રીએ બાર વહાણ કાર્તિકાદિ તેણે સાથે રાખ્યાં. તે બએ વહાણ ઉપર વસંતાદિ એકેકનો સમાલવા અધિકાર નીમ્યો. તેમાં પ્રતિપ્રદાદિ ત્રીસ ત્રીસ એકેક વહાણોમાં રત્ન રાખી પોતાનાં નાવો હંકાર્યાં.

---

૧ જળ.

સ્વસ્થાન બંદર છોડવા તેનું મન માન્યું નહીં તુરતજ મનહરની આંખમાં આંસું આવ્યાં અને જાણે અત્રેજ વર્ષા છે એમ દર્શાવ્યું. કારણ તે સ્વસ્થાન બંદરની દશા એવી હતી કે સુશોભિત લાલન પાલનમાં લેલછેલ અદ્ભુત દેખાવ અને તે દરેકને પ્રીયકર, કે જેમાં પોતાને ઘણુંજ સુખ હતું. પોતે શેઠ અને બીજા વગર દામે ગુલામ પરંતુ તે સદાકાળને માટે સ્વતંત્ર ન હોવાથી પરતંત્ર મુસાફર મનહર તે છોડી આગળ ચાલ્યો.

સંસારાર્ણવ વિશે મોહ જળના ઉભરાતા મોજાના રંગ તરંગને તે વારંવાર નિહાળવા રહ્યો એટલામાં ભયરૂપ ખેખડના કંઇક ઘસારાવડે નાવ એક ભાગપર દ્રષ્ટિવાળું થયું. અને તેમાંથી ધીમે ધીમે એક પછી એક પેલા નીયમીત રાખેલાં રત્નો તે દ્વારા પસાર થતા ગયાં. મનહર પેલા રંગ તરંગમાં લુબ્ધ વૃત્તિથી ઝુકી રહ્યો છે. ઝોકતાં વહાણો ઝપાટે પુરેપુરી કસોટી કરાવે એવી કારતક બંદરને છેડે આવી લાંઘ્યાં. સીલક માલ તપાસવા મનહરે મનપર લીધું; કારણ વ્યાપાર માટે નીકળેલો તે વસ્તુ વિના વ્યાપાર ક્યાંથી ? આ બંદરના વહાણમાં આવી તપાસે છે તો જે રાખેલાં રત્નો હતાં તે તેને રસ્તે પડી ગયેલાં ભાસ્યાં. એટલે જે વહાણ આ બતાવેલા બંદરના વ્યાપાર માટે હતું એમાં તો કંઇજ નજરે ન ચઢયું જેથી લાભના બદલામાં લુટાયો રે દૈવ અફસોસ.

# શ્રી.

શીયાળાની બેસતી રૂતુ. પોતાના સાધનના દમદમા સાથે ભારે પોતાની પ્રભાવ દાખવવા તત્પર થઇ રહી હતી. મંદમંદ સુવાસિત પવનની લહેરો પોતાનો જાણે પુર આનંદ દર્શાવતી ન હોય શું ? એવી સ્થિતીમાં ઉદય સમયમાં આકાશના નવનવા રંગથી સૃષ્ટિ સૌંદર્યાનંદ તે વાદળાં સાથે વારંવાર આલિંગન દાખવી જીવોને શીતકાળના ચિન્હ દર્શાવવા લાગી. વ્યાપારાર્થે નીકળેલો મનહર ગયેલા રત્નો વડે આતપથી કરમાંયેલા કમળ પુષ્પવત્ પોતાના વદનના હાણ્ડસ્થળ, ને હાથ ટેકવી. વિચાર કરવા લાગ્યો, રે ! જીવ પ્રયાણુ, પ્રયાણુ પત્નિને વાસ્તે પરદેશનું પ્રયાણુ, કે પુત્રને માટે પરદેશનું પ્રયાણુ, કે પ્રાણુને અર્થે પરદેશનું પ્રયાણુ, પરદેશ પ્રત્યે પ્રીતિવાન્ વારંવાર ઉમળકા લેતું મારૂં ઉમંગી હૃદય અત્યારે ખીન્ન થઇ ક્ષીણુ કળાને વશછે. હાસ. પૂર્ણુકળાના ચંદ્રની ક્ષાત કરનાર મારૂં મુખ કમળ, અત્યારે દર્શના ઘરની છાયામાં છુપાયું. રે ! દશા. દાસ કે દાસી ઉદાયસી કે પંથ પંથપ્યાસી દુઃખી અવસ્થામાં આ ચારેમાં જેમાંને તેમાં તુંજ છે. ઉદાસીન્ વૃત્તિ મનહર ! કયાં તારૂં મન. કયું ? તારૂં ધન. વિમાસણુ એજ એક વિકળતાનું ચિન્હ છે. અરે ! વિમાસણુને છોડી વિશ્વમાં વિચારથી વિચરૂ, તારા મનની અધીરતાનો અમલ ઉઠાવી દે. પરદેશી તારા પ્રયાણુમાં પ્રાણુનો સદાનો સાથી પરમેશ્વર છે.

## મનહર.

અખિલ આનંદ અવિનાશી, એ આપ્યોછે વિચારીજો.
પ્રાતઃકાળ આનંદદાયી. દીસે કેવો વિચારીજો. અખીલ.
અધિક્તાએ અહા ? ઓપતો. ભાસમાન્ સૂર્ય લાગેછે.
ઉંઘડતાં નેત્રને આરે. સુંદર આ ચિત્ર ભાસેછે.
સરિતા ત્રટ સરોવર નીર, માંહી મકરંદ ભમેછે.
મધુર શબ્દે ગુંજાર કરી, રંગ માંહી તે રમેછે.
મેના મધુરી મયૂરીને મારે, કપોત ખંજન વિલાસીછે;
જરા જો તું આ જડ જીવને, તે વ્યાપક આનંદના પ્યાસીછે.

સત્યછે. વિશ્વ વિલાસને નિહાળતાં જ્યારે પશુ પક્ષીઓ પણ સદાકાળ આનંદમાં જીવન ગુજારનારાં છે, તો હું શા માટે મારા* શાંત હૃદયને શમ વિષમતામાં લાવી ડોલાવુંછું, ધૈર્ય ધરી આગળ પ્રયાણ કરવું એજ સુગમ છે. કહેવત છે કે. **ગુમાવ્યું તે ગણવું નાહિ. ને ધર્મ ધારીને ડરવું નહિ.**

### (મનહરનું આગળ પ્રયાણ.)

આગળચાલતાં મનહરના હૃદયાગારમાં વૃત્તિરંગથી ઉગ્રસિંહે[1] વાસ કર્યો, કારણ કે તે સ્વતંત્ર અને પલપલ તે તેના પર પોતાનો પહેરો રાખનાર હતો તેણે પોતાનો પૂર્ણ અમલ મનહર પર દાખવવો શરૂ કર્યો. પ્રિય મનહર વાહ. વાહ. કેમ આમ એકાએક તારૂં મન ડગી ગયું

---

૧ ક્રોધ.

હું તારી પાસમાંજ હતો. પણ મેં મારો અમલ અત્યાર સુધી દાખવ્યો નથી એટલેજ તું ડગ્યો. એમ પણ ખરૂં પણ હવે નિશ્ચિંત રહે. હું પણ હવે તારો સદાનો સાથી-જછું. કેમે કરી ખસનાર નથી. અરે તારાં રત્નો તેં ગુમાવ્યાં. અને તે તારૂં અમુલ્ય ધન જવાથી. તેમજ એકલી આ જીંદગીને હવે સ્હાયકાર કોણ. એવું ધારવું તારૂં દુર કર. હમો બધા તારા નિકટ સંબંધ ધરાવનારા છઇએ હો ?

જરા સમય જતાં મનહરે બાજુપર દ્રષ્ટી ફેરવી એટલામાં તો મનહરની મુલાકાત મેળવવા [1]ઉત્સુક એવાં દુર્મેધા[2] દેવી તેણે એકદમ સુહાસ્ય કર્યું અને કહેવા લાગી મનહર આપ તો મને તદ્દન ભુલીજ ગયા હો, એમ મને ભાસતું હતું. પણ હવે મને ભાસે છે કે ઉગ્રંસિ· હનો અમલ આપને આનંદ આપનાર છે. તેમજ મારા અમલને :સ્વિકારતું આપનું અંગ હવે અધિક આનંદના ઉભરા લેતું થશે. તમો પ્રાણપ્રિય ચપળ દેવીને છોડી પરદેશના પ્રયાણમાં પરવર્યા જેથી આપના અંતરમાં પ્રેમ પાશે અધીરતા બક્ષી હોયતો તેને વિદાય કરી દેશો ચપળે તમારો પાસ છોડયો. અને વિખુંટાપણે રહી. પણ હુંતો સદા તમારી સાથમાંજ છું. અરા ભુલે ચુકે ભરમા-

૧ ઉમંગી. ૨ દુર્બુદ્ધિ.

ઇને પણ આપનાથી અળગી થાઉં તેમ નથી. આપ દિલથી દુઃખને દુર કરો. હમે બેઉજ તમારી સાથે છઇએ એટલે આપે પ્રયાણમાં ઉમંગ ધરી આગળ વધવું, જેથી અવશ્ય લાભ મેળવશો.

ઉગ્ર૦—ભાઇ મનહર જો આપે સદાકાળ મારા પાસમાં આનંદ માન્યો તો તો બેડો પાર.

ઉમંગથી મનહરે પોતાના પ્રવાસમાં આગળ પગલાં ભર્યાં. આશપાશના જળ તરંગમાં સાથીના સંગમાં વધારે મગરૂર બની આનંદમાં ને આનદમાં તે ઉગ્રસિંહની પ્રબળ છાયામાં સુખ માનવા લાગ્યો, આગળ વધતાં વિકટ વાટ અને ભયાનક ભુમિના તેને દર્શન થયાં. ક્ષુધાર્થી મનહરે પોતાના વહાણોને ત્યાં થંભાવ્યું.

મનહરે વહાણમાંથી તે ભયાનક ભુમિપર પગધરતાંજ તેને એક યુવતીના દર્શન થયાં. તે યુવતી એવી હતી કે નજરે નિહાળતાં નેત્રને તૃપ્તી થાય નહિં. મનથી મુકાય નહિં. ખસેડેલી કેમે કરી ખસે નહીં. અને સ્વપ્ને પણ સાચી નહીં-પેખતાં પરખાય નહીં; એવાં તે દેવીએ પોતાના પાસમાં મનહરને વધાવી લઇ હાસ્ય કરવા લાગી. મનહર તે ભુમિને ચારે તરફ નિહાળવા લાગ્યો. મ્હોટા મ્હોટા પર્વતોમાંથી વાઘ, વરૂ, શીયાળ વિગેરેના શબ્દો સાંભળવા લાગ્યા. વડ, પીંપળા, લીંબડા, સાગ, ખાખર, ખેર, આંબા,

આંબલી, સેગટા, બાવળીઆ, સીસમ, આવરીઆ વિગેરે વનવૃક્ષોની છાયાથી છવાએલી તે ભુમીપર પર્વતમાંથી નીકળતા પાણીના ઝરણોના ઘણાક પ્રવાહો ભુ. ભુ. ભુ. ભુ. અવાજ કરતા આનંદથી પૃથ્વીને ખનન કરતા આગળ વધી એક બીજામાં મળી સરિતા રૂપ બનીતે ભુમીને સુશોભિત કરી રહ્યાં હતાં. ફણસી જાંબુડા અનાચડી કડૂચી વિગેરે વૃક્ષો ફળોથી રચી પચી રહેલાં પવનની મંદમંદ લહેરમાં ઝોલાખાતાં જાણે પોતાનો આનંદ દર્શાવતાં હતાં. આકાશની નવનવા રંગના ચઢી આવતાં વાદળાંઓ મનને શાંતતા પમાડી આનંદને ઉભરાવતાં હોયની શું ! એવાં તે ભાસમાન્ થઇ દોડાદોડ કરી રહ્યાં હતાં. ધગધગતા અંગાર માફક મધ્યાન્હના સૂર્યનો સખ્ત તાપ છતાંપણ વનવૃક્ષોની ઘટાવાળી પ્રસરેલી છાયાથી તે ભુમિ જાણે શ્રમને શાંત પમાડનારી ભાસતી હતી. આવા સ્થળમાં વનચર ખેચરના આનંદીત મધુર શબ્દથી મનહરનું હૃદય પલપલ આનંદના ઉભરા લેતું થઇ ગયું. અને તેમાં વળી આ એક દીવ્ય દેવીનું દર્શન એટલે બાકીજશું.

( કારણ કે )

જીવ જ્યારે જીંદગી ધારી,
સૃષ્ટિ વિષે પરવર્યો.
વિદારિ પ્રેમ પ્રભુનો,

ગર્વમાં ગરક થયો;
સત્ય વસ્તુ પેખવાને.
નેત્રના આતુર રહે.
પલ પલ ચહે ચિત્ત.
ચમકારે ચો તરફ વહે.
શ્રોત્રને શ્રવણ સારૂં,
ધ્યાન દેવા નવ ગયે.
પ્રપંચ જાળ પાસ માંહી,
શ્રવણ કરવું મન ગમે.
દેવ પુજન ગુરૂ સેવા.
દાન દેવા કર ધ્રુજે.
આંગ બળ હોયે કદી,
પર પ્રત્યે દાખવવા સુઝે.
વૃત્તિ રૂપ સ્રી સદાએ,
પુરૂષની પાસ રહી.
જગતમાં મનાતી યુવતી,
નાર બીજી એ વળી.
સેવન એક નાર નારનું તો,
ગર્વમાં ઘેલો ફરે.
તો એનો પાસ વાસ માંહી,
કર્મ ધર્મ કયાં ધરે.

માયા દેવીએ પોતાના પ્રભાવનો પડદો પુરેપુરો પ્રસાર્યો કે જેમાં મનહર મગરૂર બન્યો અને વારંવાર તેમાંજ પોતાની ચીત્તવૃત્તિને ચલાવવા લાગ્યો એટલે:—

દુર્બુ—અરે મનહર ? કેમ કંઇ આ નવીન દેવીને દેખતાંજ ડુલ થઇ ગયા ? મારૂં સ્મરણતો આ ટુંક સમયમાંજ સત્તરમે પાને પડ્યું ? પણ કાંઈ નહીં એ પણ એક મારી સૈયર છે એટલે વાંધો નહીં. અમારા બેઉના રંગમાં તમે રગદોલાયા કે લથબથ જાણ્યું ? આનંદ માનો આ ગમતની ગોઠવણીના ઘેનમાં ગીરાસાર મનહર પર ઉગ્રસીંહે અમલ કરી પ્રયાણ માટે દર્શાવ્યું. આ ત્રણેવના સાથે આનંદથી મનહરે ત્યાંથી આગળ વધવું ધારી વહાણ હંકાર્યું માયા દેવી દુર્બુદ્ધિ તથા ઉગ્રસીંહના સહવાસમાં મનહર પોતાના દિવસો એવા તો આનંદમાં ગુજારવા લાગ્યો કે તેણે પોતે ગુમાવેલા દ્રવ્ય માટે થતો ખેદ તેને તો તેણે વિસારી ઉંચકી ઊંડા, ખાડામાંજ ફેંકયો તેમજ માયાદેવી અને દુર્બુદ્ધિ એ બેઉએ એકસરખી લગામથી પોતાના પ્રયોગ બળવો મનહરને એવો તો દબાવી દીધો, કે દાબકે દુનિઆ એને તો મનહરે પાણીચુંજ પધરાવ્યું. વળી લલુતામાં લુબ્ધ મનહરે દુર્બુદ્ધિને દુર કરવી કે માયા દેવીને મેલવીએ તેને અસહ્ય થઇ પડયું, એટલે જેનું ભાન તેનુંજ તાન એ કહેવત પ્રમાણે મનહર દિન પ્રતિદિન જાણે

ઉંઘમાંજ હોય તેમ કાળ વ્યતીત કરવા લાગ્યો અને મુસાફરીથી સત્વર ઘર પ્રત્યે પાછા વળવું એનું તો એને સ્મરણ પણ ન રહ્યું. જે ચપળદેવી અતિ લાલન પાલનમાં અખુટ લક્ષ્મીવાળાં પોતાના પીતાને ઘેર ઊમંગમાં મોટી થયેલી તેના અંગની અનુપમ સોભા સાથે તેને નાના ભાતનાં ચીત્ર વિચીત્ર સુંદર વસ્ત્રોનો તેમજ વિવિધ તરેહના અલંકાર ધારણ કરવા તે પ્રત્યે તેનું મન સંપૂર્ણ પ્રિતી વાળું હતું. તેમજ વળી સદ્ભાગ્યે પ્રારબ્ધ સંબંધે મેળ-ચેલા મનહરના સુખ ભુવનમાં પણ લક્ષ્મી દેવીની સંપૂર્ણ કૃપા હતી, એટલે અહિયાં પણ કોઇ પ્રકારની ન્યુનતા ન હતી એટલે ચપળદેવી પોતાના સ્વભાવ તેમજ સુખને માની રાતા પીળા ગુલાબી રંગોવાળા વસ્ત્રોને પ્રહરેપ્રહર એક પછી એક ફેરફાર કરી શરીરને શોભાવવા આતુર રહેતી હતી, તેજ ચપળદેવી અત્યારે પોતાના પ્રીયમનહરે જે દીવસથી પ્રમાણમાં પગધર્યો તે સમયથીજ અનેક પ્રકારના મનના ઉભરા લેતા ઉમંગને ચપળે શાંતતા બક્ષી તેમજ, શરીરપર નવનવા સુંદર વસ્ત્રો ધારણ કરવાનો જે સ્વભાવ હતો તેને વિદાય કરી દીધો. તેમજ દરેક સ્થળે આભુષણ ધારણ કરવા પર જે મન વારંવાર આતુર હતું તેને ઉદાસીના ઘરમાં મુકયું. અને વ્યાકુળ ચીત્તવાળી ચપળ મનહરના આપેલા વાયદાના દીવસોપર વિશ્વાસથી અંધારી બની

અનેક પ્રકારના વિચાર મનમાં લાવી તે ઉદાસીનતાને આધીન બની જરા સમય જતાં તે પોતાના અવાસના છન્ન આગળ આવી હાથ ટેકવી બેઠી. જેનો ગુલાબી ચહેરો તેજ યુક્ત સુહાસ્યને ધારણ કરનારો હતો; તેનુંજ મુખ કમળ અત્યારે પરદેશી એવા પ્રીય મનહરના વિયોગે નિસ્તેજ બની ઉદ્વેગને ધારણ કરી દીનતાને દર્શાવતું હતું. અલંકારને ધારણ કરેલું જે શરીર નજરે ચઢતાં અનંગને ઉત્પન્ન કરનારૂં હતું તેજ શરીર અત્યારે શીથીલ બની શરીર સ્વેત વસ્ત્રને સોહાવી, તેમજ ભ્રકુટીપર ભસ્મ ત્રિપુંડ્રને ધારણ કરી, કંઠે અલંકારની જગ્યાએ રૂદ્રાક્ષને રાખી આ અસાર સંસારથી વિરક્ત એવાં દિવ્ય દેવીનું ભાન કરાવતી નહોય શું ? એવું તેનું શરીર ભાસમન હતું. ચારે પ્રહર પ્રવાસી પ્રાણપર તે ચપળ પ્રેમધરી વિચાર કરવા લાગી કે પતિનો પ્રવાસ એજ એક પ્રેમદાની દીનતા દર્શાવનારો છે. આવા અનેક વિચારમાં તે શોકગ્રસ્ત હતી આ સમયે તેનાપર નિદ્રાદેવીએ અમલ કર્યો. સહજ સ્વપ્ન થતાં ચપળ એકદમ જાગ્રત થઇ અને વિચાર કરવા લાગી અરે ? આ મને શું ભાસ્યું; સાચું કે કાચું, આ સ્વપ્ને તો મને સાતમે પાતાળે બેસાડી, રે ' મનહર પ્રવાસથી સત્વર પાછા ફરો પણ કયાં મનહર, હું કોને કહુંછું સ્વપ્નમાં મને ભાસ્યા મુજબ શું ? કોઇ અલબેલીએ

અંતરાય કરી મારો માર્ગ ચુકાવ્યો; પણ પ્રાણેશ સત્યમાન જોકે સદાની સાથી તો હુંજ છું સદ્માર્ગને ખોળી પાછા ફરો. પ્યારા મનહર મારા મનને જે ભાસેછે તેથી મારૂં દીલ ત્રાસેછે. તારી સદાની સાથી સ્રી તે શું તને જરાપણ યાદ આવતી નથી ? અરે ! મારો તારા પ્રત્યેનો પરમેશ્વર તુલ્ય જે ભાવ તે લેશમાત્ર પણ ઓછો થયો નથી અને થશે પણ નહીં. તાહરી અવધ સુધી તો આ જીંદગીએ આનંદમાની જેમ તેમ દીલને દીલાસો આપ્યો પણ હવે આ અધીરૂં હૃદય તારા મુખ કમળને નિરખવા વારંવાર તલસેછે. તું પ્રદેશ પરવર્યો ત્યારબાદ કોઇ આનંદની રેલછેલ વાળી ભૂમિકાના દર્શનમાં તું લીન થયોછે ? શું તને તે ભૂમિ છોડવા ગમતી નથી ? કે કોઇ કપટે કેર કર્યો ?

ના રે ના મારૂં સ્મરણ તને ન થતું હોય એમ તો હું નથી ધારતી. રે શાણી શાંતથા પતિના પંથને પકડ પતિની શોધ માટે પાછળ તું પણ પ્રયાણ કર,

ઉગ્રસિંહની છવાયેલી છાયામાં આનંદ માનનાર મનહર અત્યારે નિંદ્રાવશ છે. તારા ગણ. તથા ચંદ્રથી પૂર્ણ આનંદકારી રજની પોતાના સાજંદા વર્ગને સાથે રાખી મધુરા સ્વર ગાન વડે દુનિઆના જીવોને આનંદ આપી રહી હતી.

મનહરના વ્યગ્રચિત્તે આ સમયે શાંતતા બક્ષી હતી.

પણ તેના સાથીઓ તો કેમે કરી તેનો સહવાસ છોડવા માગતા ન હતા તેમ મનહર પણ તેમાં મગરૂર એટલે તે તેને છોડે એ પણ અશકયજ હતું. મનહરને સ્વપ્નમાં ભાસ્યું કે હું ઘણો સમયથી પ્રવાસકરૂં છું. મારેમારા ઘરના સગાં સંબંધી સ્નેહી તરફ હવે લક્ષ આપવું જોઇએ. તુરત ઝબકીને નેત્ર ઉઘાડયાં એટલામાં તો માયાદેવી તેની પાસમાં પધાર્યા અને ઉગ્રસિંહ આવતાં તેના દિલને ડોલાવ્યું મનહરને સહજ ભાન આવ્યું કે કમાવા નીકળ્યા તેમાં તો ગુમાવ્યું તો કમાઇ વિના ઘેર કેમ જવાય.

ઉઃ—હાસ્યકરી કેમ મનહર શા વિચારમાં છો?

માઃ—કઇંક ને કઇંક જ્યાં ત્યાં અવળ શવળે અથડાવું એ પણ ઉદ્યોગ છે ને? મનહરના મનમાં નીચે મુજબ વિચારો સ્ફુરવા, લાગ્યા—

દિસતી મસ્તાની જુવાની, યુવાની તો દીવાનીઆ;
ચલાવે ચિત્તને પલપલ, મમત ભરી મસ્તાનીઆ.
જુવાની જરને જુએ, દિલ શાંત કરી નહીં સુએ;
ધારે દિલ રંગ રામાશું............................યુવાની૦
સત્ય નહીં સ્વપ્નમાં ભાખે સગાંનો સંબંધ નવ દાખે.
પ્રીતિની રીત તો કયાંથી........................યુવાની૦
જોખમકારી આ જુવાની જશે, જરા આવીને હામી થશે;
અહા! ગઇરે ગઇ જુવાનીઆ, કાયા કંપશે નીરાશી થઇ.
આવતી ન પેખી જતાં ન જોઇ, જુવાની જતાં જરા મુકી ગઇ.

જરા આવીકે શીરેયમ ઝુકે, કરગરે પણ કાળ નહીં મુકે
સ્વાધીન આ હાથમાં બાજી, કરીલે તું સમય ચુકે. યુવા૦

મનહર ધુર હાસ્યકરી કહેવા લાગ્યો કે હે માયાદેવી દુર્મેંઘા તથા ઉગ્રસિંહ આ તારા ત્રણેવના સાથમાં હું મારા અંગનો પણ રંગ ભુલી ગયો, અને સંગતના સાથમાં એવો તો સજ્જડ થઈ ગયો. કે જાણે લોખંડનું પૈડું ફરે તેમ મારૂં ગંભીર ચીત્ત ધુમવા લાગ્યું અરે! જેનું મ્હોડું કે માથું કયાં તેનું પણ ભાન ભુલ્યો. જરા તપાસ તો ખરો આભના અંધારાંમાં ઉંઘોજ પડી ગયો? વાહરે તારી બુદ્ધિ સત્યને અનર્થ બેઉ વાત બગડી, તેમાં એક બાધી ને બીજી (ઓઇઆં) કરી લીધી. એટલે તું તો પરવીર્યો. વાહરે પરદેશી, આતો વાયદાના વેપારમાં વહાણુ વટીનું વાસીંદું વારશે કે શું? આવા વિચારમાં મનહર લીન થયો.

હવે ચપળ મનહર પાછળ શોધ માટે પરવરી તે ફરતી ફરતી સમુદ્ર ત્રટે આવી ચઠી. અતિ શીતના છમક છમક છમકારાને તેમજ સુનુનુનુ સુનુનુનુ અવાજો કર્ણે કરતી પવનની લહેરોને તેમજ ઉધુધુધુ ઉધુધુધુ એવા હિંસક પ્રાણીઓના ભયાનક શબ્દને સાંભળતી મોહોટા મોહોટા ગિરિવર પહાડોના બિહામણા સ્વરૂપને નિહાળતી અને [1]કંટક [2]કર, વિગેરેની અસહ્ય વેદનાથી કંટાળેલા કોમળ શરીરથી તે ચંપળ ધીમી ધીમી ગતીવડે પતિ

પ્રત્યે આતુર પંથને કાપતી કાપતી પોતાના મન તરંગ તેમજ પ્રેમના ઉભરાતા ઉમળકાને આસ્વાસન આપતી આપતી કોમળ કાંતીયુકત કૃશ કાયાવડે તે, જ્યાં પોતાનો પ્રાણેશ દિવાની દેવી અને મસ્તાન્ મિત્રના આશ્રયની છાયામાં ગમ્મતમાં ગુલતાન્ થઇ રહ્યો હતો, ત્યાં તે આવી રહી. અને તેમના સાથીવર્ગ સહીત પોતાના મનહરને નેત્રથી નીરખી આંખમાંથી ચાલતાં આનંદના અશ્રુવડે સ્નેહયુક્ત પ્રણામ કરી તેને પગે પડી.

મનઃ—અરે કોણ ? ચપળ.

ચપઃ—હા....જી. આપે વિસારેલી વિખૂટી બાળા.

મનઃ—તમો કયાંથી ?

ચપઃ—આપના પ્રયાણ દિવસથી આજપર્યંત તો આ દેહને દિલાસો દીધો બાદ અવધ જતાં આપની શોધ માટે વનેવન ભટકતી, આ સ્થળે આવી ચઢી. અને આપના દર્શન મેળવી પરમ લાભ પામી પ્રિય મનહર આપને ધન્યવાદ ઘટે છે કે ફરી આ દાસી તરફ દ્રષ્ટી પણ નહીં કરી અરે ? એતો ઠીક, કે દયાળુ દેવે દયા કરી અને આપનો આ સ્થળે મેળાપ થઇ ગયો નહીં તો ? કહી નેત્રમાંથી જળબીંદુ પૃથ્વિપર પાડવા લાગી.

મનઃ—સુંદરી સુંદરી આમ ના કર. તારૂં કહેવું સત્ય છે, પણ હું શું કરૂં. હું પરદેશ જે કારણે નીકળેલો તેનો

લાભ અત્યારપર્યંત જરાપણુ મેળવી શકયો નહીં એટલે આ સમુદ્રની સપાટીમાંજ સજ્જડ બની ગયો, અને સ્વ-સ્થાન તરફ પાછા વળવા મન માન્યું નહીં.

ચપઃ—સાચ્ચું આજ પર્યંત કાંઇજ નહીં.

મનઃ—ના....જી કાંઇજ નહીં.

ચપઃ—અરે કાંઇજ નહીં.

મનઃ—ના. ના. કાંઇજ નહીં.

ચપઃ—ગજબ, ગજબ.

માયા દુર્મે ઉગ્રઃ—એ ગજબ અજબ હમારે સાંભળ-વાનું કાંઇ કારણુ નથી ઉંહુ.

ચપઃ—આ કોણુ છે? મનહર બોલે તે પહેલાં તો ઉગ્રસિંહ બોલી ઉઠયો કે એઓ હમારા ખાસ મિત્ર થયા છે. અને એના સાથમાં અમો રહ્યા એટલેજ મનહર સુ-દયવાન્ થયા છે, હો.

મનઃ—મનહરણી, એઓ તો એવા છે કે મને બહુજ સારા લાગે છે. એના રંગમાંજ મારા અંગને આનંદ છે.

ચપઃ—હશે. પણુ હવે મને જરા તમે આપણુા સફરે ચઢાવેલાં વહાણો કયાં છે તે બતાવશો. ?

મનઃ—અરે; હા. ઠીક યાદ આવ્યું. વહાણુમાં શીલીક માલ કેટલો છે તેની ફરી તપાસ કરવી જોઇએ, ચાલો.

ઉ. મા. દુઃ—તમો સીધાવો, હમો તો જાણો છોને; તમારી

પાસેજ છઇએ. જરાય વિખૂટા નથી. તમો ત્યાં જાઓ.

ચપળ ઉભી છે. મનહર રાખેલો માલ તપાસે છે તો ચાર વહાણુ અને બબે વહાણે એકેકો મુકેલો સુકાની અને ચારે વહાણમાં રાખેલાં ત્રીસત્રીસ રત્નો તે (મમત) મહાસાગરમાં ગરક થઈ ગયેલાં તેને ભાસ્યાં...રે. ગયાં રે.... ગયાં ફરી ક્યાં ? પ્રથમ પચીસી એ વાતના વાયદામાં વિદાયગિરિ લઇ લીધી. મનહર વિમાસવા લાગ્યો.

ચપઃ—કેમ ખેદ ધરો છો ? ચિત્તથી ચેતવું એ ચતુર નરનું કામ છે. હશે, દિલના દુઃખને દુર કરો ?

મનઃ—અરે પણ ભૂલ્યો, અફસોસ.

ચપળ મનહરને સુચવવા લાગી કેઃ—

ભુલીને ભવમાં પ્રાણી ભમે તો, સુખ પોતાનું ખુવે છે.
દિન દિન દિલથી દિવાનો બનીને, પલ પલ રૂવે છે.
જાગીને ન જુવે જગમાં જે જંન,
સુખે ક્યાંથી મેળવે તે ધંન;
માયાના રંગમાં મન ઉમંગ. હાં સુખ૦

દિલને દિલાસો આપો અને હિંમત ધારી આગળ વધો.

( કહેવત છે કે. )

**चतुर्भुजने चेतिन नर, जो पलपल स्मरण करे;**
**साध्य छे सहु वस्तु तेने, कार्य जगना सहु सरे ॥ १ ॥**

**પહેલો તરંગ સમાપ્ત.**



# દ્વિતીય તરંગ.

## શાર્દુલ વિક્રિડિત.

માનવ મમતા તજીને મનવા, આરાધ સત્તાધીશ;
જેથી સુખ મળે અચળ જગનું, છે પાલક તે ઇશ.
ધાર્યો લાભ મળે નહીં મનુષ્યથી, પંથ બીજે ક્યાં પળે;
હયે હોંશ રહે અધિક દિનમાં, કર્મે સરજ્યું તે મળે. (૧)
શરીર સુખ ભોગવે કે દુઃખને, સત્તા એ પ્રભુતણી;
તે આશ્રય ગ્રહીને બેસ મનવા, લાભ સદા લે ગણી.
દેહનાં દુઃખ દુર થાય ક્ષણમાં, કર્તા જો કૃપા કરે;
સૃષ્ટિમાંહી સમર્થ છે વિધિ સદા, લેખ લખ્યા ન ફરે. (૨)

---

## વસંત.

કનિષ્ટ ઉત્તમ સદા ગુણથી ગણાય,
ઉદાસી કે આનંદ તે વચને જણાય;
વૃત્તિ ઉંચી કે નીચી તે વરતે કળાય,
જેવો જનને સંગ તે તે માર્ગે પળાય.

સુપંથ ધર્મ શુભ વાણી છે સુખદાયી,
સંબંધ શરીર સુખ નથી ચીર સ્થાયી;
નિત્ય વિચારી ભવમાં પ્રભુને ભજજે,
દિલે દયા નિતી ધરી ઉમંગ ધરજે.

---

## શ્રી.

હવે શીતકાળ ને સાંજ પડી, તેના ઘડપણુની ઘડી ગણુવા માંડી. તેમ એણે પણ સાયંકાળના આથમતા સૂર્યની માફક શાંતતા પકડી. (કારણ.) શ્વેત, પીળાં, લીલાં, રાતાં, શ્યામ ભુરા એવાં ભભકદાર દે ખાવસાથે વાદળાંઓ પોતાનો સાજ ઓપી, આવતા ઉષ્ણુકાળને જાણે માન આપતા ન હોય શું ? તે પ્રમાણે, દેશદિશાઓ, અને ગિરિ તથા જંગલો-માંના મંદ મંદ મનને આનંદ આપનાર મધુરા પવન સહિત સૃષ્ટિના આનંદપ્રદાતા સૂર્યને અભિવંદનપૂર્વક નૂતન બેસતા કાળના દર્શન કરાવવ લાગ્યાં એટલે ગયા કાળને વિદાય-ગિરી મલેજ એમાં નવાઈ શું.

કહેવત છે કે

જો વર્ષાજલ દેખાડે આભ, તો જે પાકે તે લાભ.

તેવું આ સમય પર શીતકાળને માનવાનું રહ્યું.

---

( માલિની છંદ. )

મધુરી મધુરી લહેરો લાગેછે કોઈવાર,
વનસ્પતિ નવનવી. ખીલી ભાર અઢાર.
કુસુમાકર આવી આ પૃથ્વિ તલને દીપાવા.
જન સુખકર અંગને. અનંગ ઉભરાવા.
પિયુ પિયુ મુખ ભાખે પપૈયા વૃક્ષ પરરે.
જાણે સુચવે આનંદ સ્નેહ સમય ઉર એ.
પલ પલ નિરખે અંગ જન સર્વે લળીતો.
અધિક અધિક વહેછે, પ્રેમ તણો ઝરો તો.
કોયલડી તો કુદતી ઠેકડે શબ્દ કરતી.
કેતકી કેવડાની, સુવાસ પ્રસરે ફરતી.
મોગરો માલતીરે, જાઇ જુઈ ને ગુલાબ.
નેત્રે નિરખતાં મન, તૃપ્તિ પામે ન આશ.

---

નૂતન્ ઉષ્ણુકાળ હવે પોતાને ઓપાવનાર વસંત, ગ્રીષ્મને લઇ, આનંદપ્રદાતા સવિતાને સાષ્ટાંગ કરી આ પૃથ્વિપર રપતે, રપતે, પોતાનો પ્રભાવ દાખવવા લાગી. નવનવી અઢાર ભાર વનસ્પતિ વસંતના સમયમાં પધારી પૃથ્વિને શણુગારી સૃષ્ટિના જીવોને આનંદ આપવા લાગી, સઘન વૃક્ષો જેવાં કે આંબા, આમલી, પીપળા, લીંબડા, વડ, મોગરો, દાડમી, કેતકી, કેવડા, ચંપા ગુલાબ સાયલી.

વિગેરેએ નવ પલ્લવને ધારણ કરી પૂર્ણ ઘટાવાળાં બની, તાપથી ગ્લાની પામેલા મુસાફરોના શ્રમને દુર કરવા લાગ્યાં. તેમજ આંબા વિગેરે પર પ્યાર શબ્દને પોકારતી કોયલડી પણ પોતાના મધુર શબ્દોવડે ગાન કરવા તત્પર થઈ. બીજાં પક્ષી જેવાં કે પોપટ, ચાત્રુક, સારંગ, ચકવા ચકવી, કાબર, કબુતર, સુડા, કવૈયા વિગેરેના શબ્દની કોલાહલમાં તે પણ મધ્યમાં પોતાનો મધુર ટહુકો નાંખી જનોને આનંદ સમય દર્શાવતી હતી. વાહરે વસંત. હવે સવિતા દેવે પણ પોતાના તેજના ઉમળકાને રપતે રપતે ઉભરાવવા લાગ્યા. આવા ભરપૂર દમામ અને રસાલા સાથે ઉષ્ણકાળે પૃથ્વિપર પ્રયાણ કરી, શીતકાળને તતડાવી તેનું તેરમે પાને તારણ કાઢી નાંખ્યું. એ સમયમાં જેનું વદન સૂર્યના સખ્ત તપતા તાપથી કરમાયેલું છે. ટપકતા પરસ્વેદના ટીપાંથી શિથિલ ગાત્રવાળો, અને વ્યગ્રચિત્તથી ખીન્ન થઇ ગએલા હૃદયવાળો તે મનહર પ્રયાણના પગલાં માટે મંદ મંદ શ્વાસને મુકતો વિચારમાં બેઠો છે; તે સમયે ચપળે શોકને સમાવવા પોતાના પતિને પ્રિય લાગે એવા મધુર વચનો વડે તેના અંતઃકરણને આસીંચન કરવા લાગી.

ચપળઃ—પ્રાણાધાર જ્યારે ગયેલીજ વસ્તુ, યાતો ગયેલાજ સમયનો શોચ મનપર ધરી જો પ્રાણી બેસી રહે તો અને આગમિક લાભ માટે ઉત્સુક ન રહે તો જે

મનાતું ભવિષ્ય તેમાં તેનો ભાવ કોણ પુછે ? સમજુ મનુષ્યો સમજેછે અને તે સત્યજ છે, કે જ્યાં પ્રાણી ત્યાં પરમેશ્વર સદા છે. તેમજ પ્રાણીપર વિશેષે કરી પરમેશ્વર પ્રીતિવાન્ છે. તેનું કારણ એછે કે જળચર, ખેચર, ભૂચર વિગેરે પ્રાણીની નિયંતાએ સરજેલી સૃષ્ટિમાં બીજા જીવો અલ્પજ્ઞ છે. તેમાં ફક્ત એટલીજ બુદ્ધિ છે કે શરીર ધર્મ માટે મનાતા આહાર નિદ્રા ભયને 'સુરત, શીવાય કર્તા વિશેનું તેને ભાગ્યેજ ભાન હોય છે. મનુષ્ય પણ અલ્પજ્ઞ તો છે છતાં તે જો શ્રેષ્ટ સંગતનો લાભ લઇ સદ્‌માર્ગને જાણે અને કર્તાની કૃતિને નિહાળી, પ્રભુપદમાં પરાયણ રહે તો તે અલ્પજ્ઞ નહીં પણ સર્વજ્ઞ છે. અને પ્રભુને પેખવાની ગતિ મનુષ્ય દેહધારી જીવોની છે. એટલી અધિકતા બીજા જીવો કરતાં મનુષ્યમાં પ્રત્યક્ષ છે. અને તે પ્રાચીન ગ્રંથકારોથી જણાય છે. જ્યારે સાથે કદાચ્ રહેલો સદ્‌મિત્ર પોતાને સેવનાર મિત્રના લાભમાં રહી મદદગાર થાયછે. તો પ્રભુ ક્યાં અજાણ્યો છે ? અરે ? ધૈર્યને ધારણ કરો ને પ્રયાણમાં પગ ભરો.

મનઃ—હે વિધુવદની તું તારા પ્રિય પતિને પ્રિય શબ્દના અમૃતવડે આનંદ આપી રહી છે, સુંદરી ધન્ય છે. તેમ તારી સમજ અને તું જે કહે છે તે સત્ય છે. પ્રિયા તેં તારૂં નામ ચંપળ ધરાવ્યું છે, તે ગુણથી તેં મારા ચિત્તને પણ ચંચળ કર્યું

કહેવત છે કે.

**चढे घोडे गधा भाग्या, पण दुनियाना वा वाग्या.**

એ પણ ઠીકજ થયું.

ચપ--અહા ! ચેત તું ચતુર નર ચીત્તથી,
પ્રભુ નામનું પાન કર પ્રીતથી. અહા ?
જગ બાજી ઝમકતી લાગે
જો તું વિચારી અંતર આપે.
એ તો દિસે મધુરી મન મોહીની,
નથી સાચી કે સત્ય એ આગે. અહા ?
પ્રીત ધરી પ્રયાણમાં પરવરો,
અભિમાન અંતરથી પરહરો.
જર પાખે જગત સુનું ભાસે,
જર વિણ જીંદગી અતિ ત્રાસે.
માટે મેળવી અહીં દામને ધામ,
નીતિ ભક્તિ એ ઠરવાનું ઠામ. અહા ?

સમયના પ્રભાવથી તાપ સખત હતો કંઇક કંઇકિ સીમીર દેવ મહેરબાની કરતા, ત્યારે જરા મધુરી મંદ મંદ પવનની લહેરો લાગતી કે જેથી જરા જીવોને શાંત્વન મળતું. આવા સમયમાં એકદમ મનહરના અધીરા ચિત્તે ચપળ સાથે મોહાર્ણવમાં ઝોલા ખાતાં વહાણોમાં પ્રયાણાર્થે પગ ધર્યો. બાદ આગળના બંદરોની સફર માટે

વહાણને છોડવાની તૈયારીમાં છે, એટલામાં ઉગ્રસિંહની સ્વારી સમીપ આવી લાગી.

ઉ:— કેમ મનહર, પ્રવાસની પેરવામાં છો ?

મન:—હાજી.

ઉ:—આ સાથીને સંભારશો કે ?

મન:—અરે ? આ તમારા વિના તો બનેજ કેમ ?

ઉ:—હું પણ તમને જરાએ વિખટા ન થવા દઉં હુંઅ.

મન:—હું મને પણ છોડવા ગમતા નથી.

ઉગ્ર:—ખરૂં ખરૂં ચાલો. એટલે

દુર્મે:—કેમ મનહર મને તમે દુર રાખવા માગોછો કે ?

મન:—અરે નાજી મારા દિલના દિલાસારૂપ તો તમે છો.

દુર્મે:—એમ ? આવું.

મન:—ત્યારે શું મનાવું !

દુર્મે—ઠીક ત્યારે દુર દેશીને આ દોઢસો પ્રણામ.

મન:—અરે ! એમ હોય ? લ્યો જી પધારો પધારો.

આ સંવાદથી ચપળ બોલી ઉઠી. ઓયરે તારી અરરરરર, અરે મનહર વળી આ તારૂં ભાન કયાં ભુતની માફક ભમવા લાગ્યું. હત્તારીની જા મારો બોલ તો બાર ગાઉ જ ફેંકયો કે— એટલામાં

માયા:—મનહર શું મને મુકે છે ?

મન:—ના ના આપપર તો આ શિર ઝુકે છે.

એટલે તો માયાદેવી મસ્તાન્ બની એકદમ પોતાનો

પાશ પડદો હતો તેને મનહરપર પસાર્યો કે મનહર ( મસ્તાન ) હવે ડગમગ ડગમગ કરતાં ડોલા ખાતાં વહાણ આ સ્વારીઓને લઇ સરરરરરર સરરરરરર સપાટે સટકવા લાગ્યાં. જળના મ્હોટા મ્હોટા ઉભરા ખાતાં મોજાંઓ સમુદ્રની સફરનું ભયાનક દર્શન કરાવવા લાગ્યાં. દુર્વૃત્તિથી બંધાતી ઓઘરૂપી ભેખડો પણ કોઇ કોઇ સમયે તે વહાણોની સાથે પોતાનો મેળાપ કરી દેતી હતી. સમુદ્રના બેઉ કીનારા નાના મ્હોટા પર્વતો અને સઘન વન વૃક્ષોથી રમ્ય હતા કે જે મનહર તેને પોતાના નેત્રવડે નીહાળતાં તૃપ્તિ પામતો નહતો. વાહરે મુસાફરી, અને શાબાસ મુસાફર ઉભરાતું સમુદ્ર જળ ઉહુહુહુહુ ઉહુહુહુહુ એવા ગંભીર અવાજ કણ નાંખતું હતું. તેમજ જળચરો ઘડી ઘડીમાં કંઇ નજીક કંઈ દુર મનહરના નેત્રને દર્શન પણ આપતાં હતાં. તેમાં દિનકરનો સમય તો કંઈક ઠીક પણ પ્રકાશ રહિત અઘોર રાત્રિનો સમય તો મનહરના મનને (મેલમુક) ભયભીત ભાસતો હતો. છતાં પોતાના સાથીવર્ગથી તેનું મન જરાએ ન ડગતાં મોહાર્ણવની મોજમાં માહાલતો માહાલતો તે પોતાના વહાણો લઇ (ચારૂ ચૈત્ર) નામના બંદરે આવી લાગ્યો. વહાણોને લંગાર્યાં.

મનહરના પગલાં આ બંદર પર થયાં તે સમયપર

આ બંદરનો દેખાવ એવો દીસતો હતો કે વાવાઝોડા સાથે સખત વંટોળમાં ઉડતી રેતી આમતેમ દોડાદોડ કરી રહી હતી. સૂર્યદેવ પોતાના ઘરપ્રત્યેના પ્રયાણની તૈયારીમાં હતા. મંદ મંદ ગતિ કરતી રજની દિવસને દુર કરી પોતાનો અમલ પ્રસરાવવાની તૈયારીમાં જોડાએલી દીસવા લાગી. તારા ગણો તત્પર થઇ પોતાના તેજને તક તકાવવા ઝુકી રહ્યા હતા. જ્યારે માલના ગ્રાહકવર્ગ (એટલે) વ્યાપારી વિગેરે જનો પોતાના દમામભરેલા દેખાવવડે દોડમદોડમાં ભાસતા હતા. અને કેટલાક મનને મગરૂર રાખવા આ સ્થાનપર પધારેલા હતા જેમાં લોભીરામ અને લલુતદાસ નામે મુખ્ય આગેવાની ભાગ ધરાવનાર તે સ્થાનપર મુછપર મરોડ કરતા, તમરીથી તાલ નાંખતા બધામાં પોતાના સ્વરૂપને આગળ કરી રહ્યા હતા; બંદર અતિ રળીઆમણું ભાસતું હતું.

રજનીનો રંગ ને શહેરની સુરત તેમજ ત્યાંના જનસમુહને મનહર ચારે તરફ દ્રષ્ટી ફેરવતો અંતરના આનંદને ઉભરાવી જાણે તે જનોને આદરમાન્ આપતો હોય તેમ દર્શાવવા લાગ્યો. મનહરે વહાણુથી કીનારાપર પાટીઆં જવા આવવાની સવડ માટે નાંખી દીધાં. એક પછી એક વ્યાપારના વિચારમાં વિચરનાર આવી, તે વહાણુમાં રાખેલો માલ નીહાળી રહ્યા હતા. અને કેટલીક ત્યાંથી

પરવરવા લાગ્યા. બાદ ફક્કડ ફાંકડાઇમાં ફેરા મારતા લોભી-રામ અને લલુતદાસના નયને મનહરના નેત્ર સાથે મુલાકાત લીધી. પરસ્પર ટગમગ ટગમગ ટાંપવા લાગ્યા. અને જોત-જોતામાં તો લોભીરામ અને લલુતદાસના પગલાં મનહ-રના વહાણમાં થયા.

મનઃ—પધારો આપ કોણ છો ?

લોભીઃ—આપના સ્નેહી.

લલુઃ—હાજી હાં. હાં.

મનઃ—ખુશી છો ?

લોભી લલુઃ—સદાય રંગમાં આપનું નામ ?

મનઃ—મનહર કહે છે.

લોભી લલુઃ—ઓહ હો ? ઓહો ? હો ? હો ? હો ? હો ? હો ? મનહેંદ્ર આપનું નામ તો સારૂં છે હો.

જુઆ મનહેંદ્ર આ બંદર નિર્ભયપણે રહેનારૂં છે. તેમ હમે તમારા સ્નેહના સાથી છઇએ. તો આપે જરાએ ડર ન રાખવો. આમ એકાંત નિવાસ શા માટે રાખો છો આપણી સાથે ચાલો તમારા વહાણો તેમજ અંદર રાખેલા માલ માટે જરાય ફીકર રાખશો નહીં.

લોભી—ભાઇ લલુતદાસ આ મનહેંદ્ર આપણી છાયામાં છે તો એને આપણે એકાંત આનંદદાયી નિવાસસ્થળ આપવું જોઇએ.

લલુઃ—જી આપકે લીયે તૈયાર હય !

લોભીને લલુત બેઉ હાથ ઝાલી. મનહરને દુરાગ્રહથી સાથે લઇને ચાલ્યા. બાહ (નવ યૌવન) નામના સુંદર સ્થળમાં તેને સ્થાન આપ્યું. એટલે મનહર તો મદોન્મત્ત બન્યો 'ચંપળ તો ચારે પ્રહર, મનહરથી ઘણુંકરીને નિવૃત્તિપણે નીરાંતથી નિંદ્રામાજ જાણે રહેતી હોય તેમ હતી. તેનું કારણ કે મનહર ઘણેભાગે તેના દર્શાવેલા વર્ગ સાથીવર્ગનોજ અમલ સ્વીકારી રહ્યા હતો. છતાં જ્યારે વધારે જ વેગમાં તેઓ આવી જાય. ત્યારે ચંપળ તેને સાનમાં લાવી સમજાવતી. પણ, જ્યાં ચપળ રહી આઘી કે સાથીએ બાજી સાધી એટલે આ બધાના રંગમાં ચંપળનો તરંગ તેડેજ લાગે એમાં નવાઈ શું.

મનહર હાલ જ્યાં વિરાજે છે તે સ્થાન. રાત્રિ કે દિવસે પલક કે પહોર દામ કે ધામ નામ કે હામ મામ્ કે આરામ વિગેરેથી રસકસવાળું. તેમજ દિલને ડોલાવનાર ચિત્તને ચમકાવનાર હતું આ સ્થળના સુંદર બગીચાનો બહાર કયારાવાળા અંકાયેલા ભાગોથી રમ્ય હતો.જેમાં કેવડો, કેતકી, ગુલાબ, ડમરો, દાડમી, બદામડી, ગુલબાસ વિગેરે વૃક્ષોથી પૂર્વભાગ સોહામણો લાગતો હતો. ગુલમોર ઘટાવાળી અનેક પક્ષીઓને તેપર રાખી ઘુમી રહી હતી. આમ્ર વૃક્ષોની ઘેંઘટ ઘટામાં આ ડાળથી પેલી ડાલ એમ

કુદકા મારતી કોયલ પોતાના કંઠના સુંદર ગાનવડે ગમ્મતને આપતી હતી. આમલી રાયણ, સેગટા, સીસમ, પીપળા, વડ આસોપલ્લવ વિગેરે વૃક્ષો તે પોતાની પ્રસારેલી સુંદર છાયામાં કબુતર, મોર, મેના, કાબર, ચકવા, ચકવી, ચક્રવાક, પપૈયા, કાક, ખંજન ને સ્થાન આપી તેના શબ્દના કોલાહલથી આનંદનો સમય દાખવતાં હોય એવાં લાગતાં હતાં. આ પ્રકારનો દક્ષિણ ભાગ પણ રમ્ય હતો. જામફળી, સીતાફળી, નાળીએરી, સોપારી, દ્રાક્ષ અંજીરી આલુવૃક્ષ, બદામડી, લીંબોઈ, કદળી, કદંબ, તે નાના મ્હોટા ફળોને ધારણ કરી નજીક ભાસમાન ગિરિરાજોની તળેટીમાં તેમજ તે ગિરિને સેવનારા વ્યાઘ્ર, વરૂ, ચિત્રા, શિયાળ, મૃગ, સસલાં, સિંહની ઘમઘોર ગર્જના અને તે સાથે તે પર્વતોમાંથી નીકળતા પાણીનો પ્રવાહ, વિગેરેથી રસકસ ભર્યો. આ પશ્ચિમ ભાગ મનને મધુરપણું સુચવતો હતો. જ્યારે બાકીની વનસ્પતીઓ એક સરખી લટકતી લહેકેથી પવનમાં, પછાડા ખાતી, પૃથ્વિને ઓપાવી રહી હતી. અને તેમાં સ્થળે સ્થળે કુરૂરૂરૂરૂ કુરૂરૂરૂરૂ ફરતા ફુવારાઓ પાણીને ફેંકતા એવા તે દક્ષિણ ભાગે મનહરને મસ્તાનીમાં મુકયો. આવું અદ્‌ભુત આનંદકારી આ સ્થાન મનને માન્ય કર થઈ પડયું એટલે તો બસ મનહરની મસ્તાની કે દુનિઆ દિવાની, મિત્રતે મિત્ર. मगरूरीनी मोजनो क्यां करवो बोज।

એનાં તે કાંઇ કાટર સંખાય છે.

મનહર આ મોજને માની મલકાતો નાના પ્રકારના અંગને આભુષણો ઓપાવતો મિત્ર વર્ગના સાથમાં સહેલાઇથી સટકતો સ્હેલમાં સફરના સ્મણુને દુર કરી ગેનમાં ગડબડીઆં ખાતો લલુતા અને લોભમાં લથલથ બની માનમાં મરડાતો અજ્ઞાનના અંધારામાં અથડાતો દિન પર દિન આ આનંદના ઉભરામાં પસાર કરવા લાગ્યો.

કહેવત છે કે.

**अंगमां रंग त्यां सदा उमंग जगत्माने तेनां शा ढंग**

વળી ફરતી દુનીએકા કયા સુનીએ ? એમ પણ ખરૂં મનહર મોજ માને છે ત્યાં લોભીરામ લલુતદાસની સ્વારી આવી લાગી.

લોભી. લલુઃ—કયું જી કયસા લગતા હય મોજ માન મેં મગરૂર હો ને?

મનઃ—હા. જી. હું. હુ. હુ. હુ. હુ. કયું નહીં. બડી અચ્છી આનંદકી લહેર લગતી હય.

લો. લઃ–અરે પણ મનહેંદ્ર તમે હજુ બધા સ્થળે સ્થળે નગરમાં ફર્યા છો?

મનઃ—નાજી.

લો. ચાલો ત્યારે. બંદરવાળા શહેરમાં ફરતા ફરતા આ સ્થળથી પેલા સ્થળે એમ ઘુમવા લાગ્ય.

મનહર એક બજારના ભાગમાં આવ્યો ત્યાં આગળ દુકાનદારોએ ગોઠાઇ કે જેમાં જલેબી, ઘેબર, ખાજાં, લાડુ, પુરી, સુતરફેણી, ખજુરી વિગેરે ભરી ખુંમચા ઠીકાઠીક ગોઠવેલા હતા. બીજી બાજુ પતાસાં, બરફી, પેંડા, હલવો, ગુલાબજાંબુ, માવો, કોપરાપાક વિગેરે પણ નજરે પડયાં. ત્રીજી બાજુ મધુરી સુવાસ આપતાં સંત્રાં, સપરજન, દાડમ, અન્નાસ, પપન્નસ, લીલીદ્રાક્ષ, કેળાં, જાંબુ વિગેરે, સુવાસિત સ્વાદિષ્ટ ફળો હતાં; તેની નજદીક એક દુકાનમાં સુકો મેવો કે જે અંજીર, આલુ, બદામ, પીસ્તાં, ચારોળી, કાજુ, એલાયચી, લવેંગ, સાકર, ગુલાબજળ, નાના પ્રકારના શરબતોથી તે દુકાન દીપી રહી હતી. સામી લાઇનમાં કાપડીઆઓ, શાલ, શેલાં, પટોળાં રેશમી ધોતીયાં, ગજી, મજલીન, કાશ્મીરી બનાથ, ઉપરાણાઓ, રંગબેરંગી શેત્રંજી વિગેરે જોનારને આનંદ ઉપજાવે તે પ્રમાણે માલ ગોઠવી રહ્યા હતા. તે વખતે લલુતદાસે કહ્યું કે રે મનહેંર્ આમાંથી જે પસંદ પડે તે ખાઓ. ને કાપડમાંથી જે ધ્યાન પહોંચે તે ઉઠાવો.

મન:—અબબબબબબ આ બધું કેમ ખવાય.

લલુ:—કેમ મનહેર અબબબબ કરી ઉઠયા. લ્યોજી લ્યો. આતે તમોએ હજુ શું જોયું છે.

મન:—હવે આપણે આપણા મુકામપર જઇએ તો ઠીક.

લોભી:—અરે ? હમે તો આપને મધુર બાગ તરફ લઇ જવા ધારીએ છઇએ. અને તમો તો અત્યારમાંજ અબબબ ને અલલલ કરો છો. અરે લલુત જારે બગી લઇ આવ.

લલુ:—હાજી હમણાં અરે એ બગી. એ બગલી એો બંગલી અરે ? આ તો સાંભળતીજ નથી. અરે હાંકનારો પણ બહેરો લાગે છે. અરે એ બગી.

હાંકનાર:—એ....કુણ.

લલુ:—શું એ કુણ. લે હેંડ આ કયારનોંય રાડ નાંખતાં ઢીલો ઢં થઇ ગયો. નેં તારે ખ્યાલ નથી ? તું તે ખુંટ છે ખુંટ મેર તારી સીકલ, લે ચાલ.

હાંક:—ઓાવે ભાઇસાબ. હાલો. લલુત બગી લઇને આવ્યો: કે તેને જોઈને તુરતજ મનહરે હસી દીધું અને કહેવા લાગ્યો. અરે લલુત. આ તે વેઠ કે બગી. શેઠની સ્વારી આ બગીમાં સીધી પહોંચશે કે ?

લલુ:—કેમ વારૂં ?

હાંક:—તે શું છે જે નીપોંહોચે ?

મન:—અરે પણ જરા જોઇને તો લાવવી હતી. બગીને બારતો બારી લાગે છે. ચૌદતો ચોકઠાં છે, ને પંદર તો પૈડાં છે, વળી ઘોડું તો ગામ બહાર સ્વારી પોંચાડે તો પરમેશ્વરનો પાડ ? ને હાંકનારો પકકો ઉસ્તાદ દીસે છે.

વાહરે લલુતા આ બગીથી. મને તો લાગે છે કે બેસતાં વારજ સીદ્ધા સ્વર્ગે સીધાવીશું.

લોભી:–ના રે ના. મનહર ડરશો માં. વિરાજો. આનંદ ધરતા ત્રણેવ આ વિમાનમાં બેઠા. મધુર બાગથી સ્ફુરતા મંદ સુગંધવડે મનહરના આત્માને આનંદ આવવા લાગ્યો. બગીએ બારગણું જોર માર્યું, ને હાંકનારે હઠ કરી જેમ-તેમ મધુર બાગની હદમાં ત્રણેવને મુકી દીધા. જો કે બગી. ઘોડું ને હાંકનાર ત્રણેવ દૈવનીજ વેઠ હતાં. પણ સારા ભાગ્યે હાંકનારે જેમતેમ સાચવી ટટવાંની ટીસલી અમ-બેટી અમળેટી જ્યાં ત્યાં કરી, તે વેશને મધુર બાગ સુધી પાર મુકયો, મનહર નજરે દેખાતા મધુર બાગની મોહની અને લલુતને લોભીના રંગમાં અંગથી ઉમંગ, માનતો મહા-લવા લાગ્યો. મસ્તાની માયાદેવી તો પોતાનો પૂર્ણ પ્રભાવ દાખવીજ રહી છે. મગરૂર મનહર ચારે તરફ ઘુમવા લાગ્યો. મધુર બાગના છેવટના ભાગમાં એક શંકરનું ભવ્ય સ્થાન તેની નજરે ચડયું. તે એવું રમ્ય ભાસ્યું કે જ્યાં યક્ષ કિન્નર ગાંધર્વો, પોતાના મધુર ઝીણા આનંદ આપનાર સ્વરવડે શંકર સમીપ જાણે ગાન કરતા હોય તેમ, સુસ્વર કાને આવવા લાગ્યો. થનનન થનનન નૃત્ય કરતી અપ્સરાઓ શંકર પાર્વતીને જાણે રીઝવતી હોય એમ મનહરને ભાસ્યું. સૃંગ લઇ ભવ્ય અવાજ કરતા વીરભ-

द्रादिक गणो आनंदमां आमतेम दोडता होय तेम ज-णायुं. अहा. हा. हा. आ स्थानमां जरा एक मनहरनुं मन लोभायुं अने दोरावत्रा जाय छे एटले तो मायादेवी सहित लोभीरायने ललुतदासनी स्वारीए पधारी मनह-रनी मुलाकात मेळवी दीधी. एटले मनहर गुलतान वि-खुटी पडेली चपळ विमासणु करती बेठी छे. ते मनमां विचार करवा लागी के मनहरे सत्कर्मरूप उध्ययने एकी वखतेज साथे श्रीफळ आपी दीधेलुं लागे छे. जे ज्ञानरूपी आंख जोइए. ते आंखने सदाने माटेज आधी राखी मुकी छे. अने भासता संगीओए साथे रही, मनहर पासे अक्कलने पण फारगती अपावेली लागे छे. अने मारो पास पुरेपुरो पडतो नथी. दैवगती.

सुखस्य दुःखस्य न कोपिदाता परोददातीति कुबुद्धिरेषा
अहं करोमिति वृथाभिमानं स्वकर्म सूत्र ग्रथि तोहि लोकः ॥

प्राचीन कर्म करी जीव उद्दभवे छे. अने कर्म प्रमाणे सुख दुःखने भोगवे छे. अने ते सत्य छे, परंतु जे जीव जेना वधारे सहवासमां होय. ते प्रवाहमांज तणाय कारणः—

दोहो.

संगति सज्जन तणीजो, तो सेवे सत्कर्म सदा;
दुर्जन तणा सहवासमां, दुर्बुद्धि ने अति आपदा.

માટે હવે મારે પ્રયાસવડે મનહરને માર્ગે લાવવા પુનઃ પ્રયત્નમાં પગલુ ભરવું જોઇએ. અરે! પણ એ અશકય છે. તે તો પેલા બેઉ તેના કારમાં ભાઇબંધો સાથે બારે પહોર બ્હાવરો બની રહ્યો છે ત્યાં મારો કયાં આશરો લાગે. શું કરવાથી મારો પ્રયત્ન પાર પડે. ઠીક જોઉં છું હવે એકવાર મનહર સમીપ આવેથી પ્રેમપુષ્પવડે તેને વધાવી વાળીશ અને સદ્દપુરૂષાર્થ માટે સુચવીશ.

રંગ મહેલને મોજ મનહરના મનને અતિ પ્રિયકર થઇ પડયાં હતાં. કારણ ચાર મજલાનો અવાસ, તેમાં દ્વારો તથા બારીઓની નકસી તથા મીનાકારી કામ નજરે ચડતાં આશ્ચર્ય પમાડે તેવાં હતાં. ભીંતો નાના પ્રકારના રંગોવડે વેલથી સુશોભિત ચિતરેલી હતી. ખુરશી ટેબલ ગલીચાઓ વિગેરે ઘણાજ સુંદર હતા. જે મનહર પોતાની નજરે તેને વારંવાર નીહાળતો હતો. ઉષ્ણુકાળનો સમય હતો એટલે ઉકળાટથી મનહરનું મન ઉભરા તો લેતું હતું, પણ માયાદેવી અને લોભીરામને લલુતદાસના પાસમાં આવતાં તુરતજ તેનું મન પ્રસન્ન રહેતું.

આ પ્રમાણે વખત ગુજરતાં મનહરને ભાન આવ્યું કે મારા પ્રવાસનું કારણ નિષ્ફળ થશે. અરૂરૂરૂ અરે હું મારો સમય આમતેમ વ્યતીત કરી દઉં છું. જરૂર હવે મારે મારા વહાણુ જ્યાં લંગાર્યા છે ત્યાં જવું જોઇએ

આ પ્રમાણેના વિચારમાં બેઠો છે ત્યાં પેલા બેઉ શેઠની સ્વારીના શબ્દ કાને અથડાયા.

લલુઃ—કેમ મનહર આનંદ છે ને ?

મનઃ—અરે ભાઈ આનંદ તો છે, પણ

લોભીઃ—કેમ પણ. કરી વિમાસો છો. શું અમારા સાથમાં કે આ સ્થાનમાં કાંઇ દુઃખ છે ?

માયાઃ—અરે દુઃખ શેનું હોય.

મનઃ—ભાઇ આપનાથી મને આનંદ અને ઉમંગ છે પણ હવે પાછા ફરીએ તો સારૂં મારા વ્યાપાર માટે લાવેલા વહાણો તરફ, મારે તપાસપૂર્વક ધ્યાન આપવું જોઇએ. તુરત હું તો રજા લઈશ મનહરના મુખથી આ વકય નિકળતાંજ. લોભીરામ તથા લલુત કહેવા લાગ્યા અરે મનહર બધુંએ ઠીકજ છે તો. ઘણુંએ જવાશે ને વ્યાપારનો વગ થશે, શીદ ગભરાવ છો. આ સમયે સાપે છછુંદર ગળ્યા જેવું. મનહરને થયું.(હીંમત હૈયે નથી ને ધીરજ મુકાતી નથી. ધર્મ ધારણ થતો નથી ને પાપથી પગ ખસેડાતો નથી. ) એટલે અભિલાસી મનહર વળી આનંદ માનવા લાગ્યો. ચપળને તો અત્યારે રજનીજ હતી. કારણ કે પોતાનો પાસ આ સમયમાં મનહર પર જરાય નહોતો. એટલે એ તો પોતાની ચાતુરીને દુર મુકી ઉંઘમાં આળોટતી હતી

હવે લોભીને લલુત બેઉ બાજુ રહી, વિચારવા લા-

ગ્યા કે દાવ ઠીક છે. આપણે આપણા પાસનો પંઝો પસારી ચુકયા. જો, નીહાળ. લલુત હવે તું એની પાસે રહેજે. જોજે ખસતો માં.

લલુઃ—તું શું ધારે છે ?

લોઃ—હું અહીંથી સપાટે સટકી સમુદ્ર સમીપ જઇ લંગારેલાં વહાણુમાં કંઇ જો બને તો બે સોબતી સાથે સપાટો મારૂં.

લલુઃ—શાબાશ રે. બહાદુર; ઠીક ત્યારે તો. સત્વરજ પગલાં પોલ થાય તો સારૂં.

લોઃ—અત્યારે.

લલુઃ—પાછા કયારે પધારશો ?

લોઃ—અરે હમણાં; હું કંઇ પાછો અળગો થનાર છું. ના. ના. પહોરમાં પાછો આવીશ. અને આપણે તો પાસેજ રહીશું.

લલુઃ—જાઓ ત્યારે.

મનહરના તો બરોબરજ બાર વાગવા આવ્યા. લોભી દાસ ત્યાંથી વિખૂટો પડી સમુદ્રની સીમા લગભગ આવી ચડયો. દુર રહી ચારે તરફ પોતાની નજર ફેરવવા લાગ્યો. વહાણુમાં કોઇ છે તો નહીં. અરે કોઇક હશે ને હાથે ચઢી જઇશું, તો ભોગ મલશે. ના. ના. કોઇજ દીસતું તો નથી. ચપળ હતી પણ તેની તો કાંઇ ગણત્રી કે પત્તાજ

નહોતા. એટલે લોભીરામે વહાણના પાટીઆંપર રપતે રપતે પગ માંડયો. ઉપર આવી બે વહાણના રત્નોની ગ્રંથી લઇ સટકવા જતાં પગ લપસ્યો કે તુરતજ પાટીઆંને બેઉ હાથે પકડવા જતાં હાથમાં રાખેલી પોટલી હાથથી છુટી પાણીમાં પડી પાતાળે જઇ બેઠી; અને ભયભીત લોભી રામે ત્યાંથી મુઠી વાળી તે જ્યાં મનહર વિરાજે છે ત્યાં આવી રહ્યા, અને લલુતની મુલાકાત લીધી.

હવે આ સમયે ઉષ્ણુકાળની મધ્યમાવસ્થા હતી એ-ટલે વૈશાખ માસની આખર અને જયેષ્ટ માસની શરૂઆત એટલે પવનનું પુષ્કળ જોર હતું. સમુદ્ર શ્વેત, પીળા, લી-લા, રાતા, ભુરા, રંગ બેરંગ સાથે દીપાવતા પાણીના. પ-ર્વત જેવા મહોટા મહોટા મોજાં ઉભરાવતો હતો. અને એવું ભયંકર રૂપ ધારણ કર્યું હતું કે જે નજરે નીહાળ-તાંજ કંપ વાયુ આવે. એવા સમયમાં છ બાકી રહેલાં વહાણપર એકલી ચપળ ચોકી કરી રહી હતી પણ તે એકલી અબળા કયાં કયાં જાળવે. વિચારમાં કહેવા લાગી અરે મનહર ગયા તેજ ગયા. વ્યાપાર માટે રત્નો ભરી વહાણ લઇ પ્રયાણમાં પગ ભર્યો. ખરીદનાર આવતા જતા નથી, ને માલ ધણીનો પત્તો નથી. આ સમુદ્ર સુંસવાટા નાંખે છે. જાણે વહાણને ગળી જશે એમ સંભવે છે. ઇશ્વ-રેચ્છા. આ સ્થાનપર હું એકલી કયાં સુધી સાચવી શકીશ.

એટલામાં તો સુરૂરૂરૂરૂ સુરૂરૂરૂરૂ અવાજ કરતું સમુદ્રનું ઉછળતું પાણી ઉંચું ચઢી આવ્યું, ને હીલકારા સાથે પાછળના બાકી રહેલાં બે વહાણોને સાથેજ સાતમે પાતાળે સુવાડી દીધાં; ચપળ આ જોઇ ભયભીત બની ગઈ. રે હાય ! હજુ મનહર આવ્યા નહીં. વહાણો તો એમને એમ વિદાય થઇ ગયાં. ( આ કરમની કમાણી ) ચાલ ચપળ ચાલ. શોધ કર. રહેલાં વહાણો વિભુને સોંપી વિકળ બનેલી ચપળ નગ્રમાં આવી આ શેરીથી અમુક શેરીએ. બજાર ઘરેઘર એમ નજર ફેરવતી ખોળ કરવા લાગી. રાત્રિનો સમય હતો. ચંદ્રમાએ પૂર્ણ પ્રકાશવડે પોતાના નૂરથી પૃથ્વિને ભવ્ય દેખાવમાં મુકી હતી. તારા ગણો ચમકાર કરી રહ્યા હતા. શહેરના ભાગમાં જુજજનો જાગ્રત હતાં. અવરજનો નીંદ્રાદેવીને આધીન થઇ રહ્યા હતા, નગ્રના બહારના ભાગપર ચપળ આવી સ્તબ્ધ બની વિચારમાં ઉભી છે. તે સ્થળ વિકટ અને વન વૃક્ષોથી ભરપુર હતું, કે જેમાં વ્યાઘ્ર વરૂ વિગેરે પણ વાસો કરનારાં હતાં. તેઓ પણ રાત્રીના આનંદકારી સમયમાં પોતાના ક્રુર શબ્દો આનંદ સાથે નાંખતાં હતાં. જે શબ્દો કર્ણે પડતાં ચપળનું મન ભયભીત બની ગયું.

આ સમયપર આનંદમાં ઉંઘતો મનહર તેને મધુરી માયાદેવીના રંગ તરંગો સ્વપ્નમાં ભાસવા લાગ્યાં. ઉંચે

અવાસે વિરાજી મુખમાં તાંબુલ રાખી, રક્તહોઠવાળા વદન સહિત ઓપતા અલંકારવાળા અંગે, બે બાજુપર બે દરવાન્ રાખી માયાદેવી સહિત આનંદના હીંચકાપર હીચતો હતો. લહેરકી લાગી છે, જોમ જામ્યો છે, અંગ ઉમંગી છે, હર્ષ ઉભરાઇ રહ્યો છે, મ્હોટમ માથે ચઢી રહી છે. એ સ્થિતીમાં પાટે ચઢી ઝોલા ખાતાં પગની ઠેસ પૃથ્વીપર મારતાં, એકદમ નિવાસ ધામ કડકડાટ અવાજ સાથે જાણે પૃથ્વિને પ્રણામ કરી પડયું. (ભાંગી પડયું) એમ ભાસ થતાં મનહરની આંખ એકદમ ઉઘડી ગઇ. એટલે ચારે તરફ આમતેમ નીહાળવા લાગ્યો. રે ? હું આમ કેમ બની ગયો. મને આ શું ભાસ્યું. આતે સ્વપ્ન કે સાચું. અરે ? શું થનારૂં હશે. હું તો અહીંજ દીવસો ગુજારી નાંખું છું. મારા વહાણો તેમજ રાખેલાં રત્નોની શી દશા છે. તે તરફ પાછા ફરી નિહાળ્યું પણ નહીં. અરે ? શું મારામાં અક્કલનું અંધારૂંજ છવાઇ રહ્યું છે; ચાલ જીવ હવે જઇ સંભાળવું જોઇએ.

ચપળઃ—પ્રેમરે ? પ્રેમ. પ્રેમી જનનું હૃદય પોતાના પ્રિય પ્રત્યે રસરેલી સરિતાના સુસવાટા કરતા જલના પ્રવાહની માફક ઉભરાતુંજ હોય છે. મને મનહરનું સ્મરણ છે પણ તેતો મારી પાસ પણ પડવા દેતા નથી. તેને હું કયાં છું તેનું સ્મરણ પણ અશકય. હવે મારે તેની મુ-

લાકાત ક્યાં મેળવવી. સમય ભયંકર ભાસે છે. હું શું કરૂં. પ્રાતઃકાળે મનહર પાછળ તેની શોધ માટે પરવરીશ. એમ વિચારી પાછી સમુદ્રતટે પોતાના વહાણો જ્યાં હતાં ત્યાં આવી બેઠી અને અંતઃકરણથી વિચારવા લાગી કેઃ—

પ્રેમતણી પ્રતિમા કહી વિશ્વમાંહી ન જણાય,
પ્રેમતણું સ્મરણ થતાં ચોમેર ચિતડુ તણાય;
મૂર્તિ છે સહુ પ્રેમની વિકટ પ્રેમનો દેશ,
થયા લીન કઇ પ્રેમમાં સુર મુનિવર નરેશ.
અખુટ આપે કદી લક્ષ્મીકે કટાવે પલમાં શિશ,
કરાવે સુધામૃત પાનકે અપાવે પલમાં વિષ;
અનેક પંથછે પ્રેમના પ્રાણી છે સર્વ અજાણ,
પ્રથમ અંશ રહ્યા પ્રેમના વાણીમાં શુભ જાણ.
એથી અદકો પ્રેમ પંથ પ્રભુ પદ પ્રીતિ જાણ,
અવર પ્રેમના પંથથી સદ્‌ગુણી રહે અજાણ;
એક પ્રેમે પ્રભુતા મળે ટળે મનના પરિતાપ,
બીજો પ્રેમ કદી ગર્તમાં નાંખે ઉતારી માપ.

અહા ? હા ? હા ? રે ? પ્રેમી, પ્રેમનો પંથ દુર્ઘટ છે. ચાત્રુક ચંદ્રને માટે અધીર બની કેટલો તળસે છે. પ્રિય મનહર, શું તું પ્રેમ પંથથી વિરક્ત બન્યો છે ? વિચાર કરકે—

ચક્રવાક્ પોતાની પ્રમદાથી ઘડીપણ વિખુટો પડે છે ?

વ્યાલ શું ચંદનવૃક્ષને તજે છે ?

શું ! સુનાદને શ્રવણ કરવામાં લીન થએલી હારણી પોતાના પ્રાણનો ભોગ નથી આપતી ?

ભ્રમર સુવાસને અર્થે કમળ બંધ થતાં પોતાનો પ્રાણ નથી અર્પતો ?

તારાગણ ચંદ્રની પ્રભાથી શું દુર રહે છે ?

જલ ત્યાગ કરીને કમળો કયારે એ અલગ વાસ કરી રહ્યાં છે ?

પર્જન્યને તજવા વિદ્યુત ચહે ખરી ? એ પણ પ્રેમ.

તેમ તારા સુહાસ્ય વદનના અદર્શનથી આ અધીરૂં હૃદય કઇ દશાને પાત્ર છે તેનું તને સ્મરણ થાય છે ?

વળી વિચાર કર કેઃ—

કૈકેયીના દુરાગ્રહવાળા દુર્વચને રાજા દશરથ પાસે પોતાના પ્રિયપુત્ર રામને શું વનવાસ નથી અપાવ્યો ?

સુવદની ઓખાના પ્રેમ પીંજરમાં લીન થએલા અનિરૂદ્ધે શું કારાગ્રહનું સેવન નથી કર્યું ?

બલિષ્ટ રાવણે પ્રેમમાં પરવશ બની પોતાના દશ શિશ શું રણમાં નથી ગુમાવ્યાં ?

દુઃખના દવમાં સીઝાતી એવી દમયંતીએ નળના વિરહથી દેહનું દમન ઓછું કર્યું છે ?

કૌરવોથી કેર વર્તાતાં પણ પાંડવો તેમજ દ્રૌપદીએ

પોતાના પ્રેમભક્તી ધર્મને કદી પણ તજ્યો છે ?
પ્રાણીના પવિત્ર પ્રેમને આધીન બની પ્રભુએ પોતાના ભક્તોના અનેક સંકટો નિવારણ નથી કર્યાં ? પ્રાણીના શુદ્ધ પ્રેમને પરમાત્મા પણ વશ છે. આવા અનેક પ્રેમના માર્ગ છે તેમાંથી તારા અંતરમાં કયા પ્રેમે નીવાસ કર્યો છે ? મારો અત્યાર પર્યંતનો ઉભરાતો પ્રેમ તારા અંતઃકરણને નથી આકર્શતો ? આ દુસ્તર સંસારથી પાર પામવાને તો પતિપત્નીનો પરસ્પર શુદ્ધપ્રેમ એક આ સંસારમાં સુખને આપનાર તેમજ દેહથી દિવ્ય દરજ્જાને બક્ષનાર છે. આવા વિશુદ્ધ પ્રેમના પંથને તેં વિદાય કરી દીધો કે શું ? કે કોઇ પ્રેમ વેલીમાં વીંટાએલો છે ? અરે ! હવે તો આ અધીર હૃદય તારા અંગને નિહાળવા આતુર બની રહ્યું છે. રે ? પ્રિય, સદ્પ્રેમના પંથને સત્વર ગ્રહણ કરી તું તારા સ્થાનપર આવી મારા ડોલાયમાન અંતઃકરણને આશ્વાસન આપ.

મધુર બાગની ભુમીને તજી મનહર ચાલ્યો. રાત્રિના ત્રીજા પ્રહરનો સમય હતો. અંતરમાં સંકપલ્પ વિકલ્પથી અટવાતો મંદ મંદ ગતિએ પગલાં ભરતો ભરતો, તારા ગણો તેમજ વન વૃક્ષો તરફ ફરી વિચાર કરવા લાગ્યો. અહા. હા. હા. શું. સર્વાંતર્યામીએ સૃષ્ટિના જીવ માટે સરજ્યું છે. પ્રકાશિત ચંદ્ર કેવો આનંદ આપે છે. વૃક્ષો પો-

તાના પર પક્ષીઓને ધારણ કરી તેને આશ્વાસન આપી, પરના શ્રમને દુર કરે છે. આવા અનેક તર્કોમાં પગ ભરતાં તેને ભાસ્યું કે મારી પાછળ ભુત લાગ્યાં છે. રે ? ચંદ્રમા મને બચાવો. અરે ? તારા ગણો મારી વ્હારે ધાઓ. રે ? વનવૃક્ષો તમે વ્હાલ ધરી મને વીંટી લઇ આ ભુતથી મને વિખુટો કરો. જુઓની આ કાળું હું ચાલું તેમ મારી સાથે ને સાથેજ ચાલે છે. હું દોડું તેમ મારી સાથે દોડે છે. અને હું બેસું ત્યાં બેસે છે. એ કાળું તો મારૂં કચ્ચરીયું કરી નાંખે એમ લાગે છે. સ્હાય કરો સ્હાય કરો, મેં કોઇ વખતે આ સમયે પ્રયાણ કર્યું નથી. માહરા વગર વિચારના પ્રયાણમાં મને દુઃખ સંભવે છે. કહી દોડ કરતાં તે વિચારમાં અતિશ્વાસ ભર્યો, સમુદ્ર સમીપ આવી લાગ્યો.

ચપળ ચારે તરફ નજરને ફેંકતી સ્તબ્ધ બની બેસી રહી છે, ત્યાં આવી મનહર કાંઠાપર ઉભો. આઠ વહાણોને લંગર કરેલાં હતાં તેમાં ફકત ત્રણ ચારેકજ નજરે ચઢયાં, એટલે વિચારવા લાગ્યો કે આ મારાં લગંર કરેલાં વહાણનું સ્થાન લાગતું નથી. હું ભુલું છું એવા વિચારમાં પડયો, એટલે ચપળ બોલી એ કોણ ? આવ્યા છોકે આવો, તમારીજ રાહ જોતી હતી. આ સમય રાત્રિના ચોથા પ્રહરનો હતો; છતાં મનહરને ભાસ્યું કે મારા લંગારેલાં

વહાણનું સ્થાન છોડી અહીં કયાં આવી ચડયો. અરે આ પણ ( બલાગત કે કોઇ ક્ષીર દેવી ) લાગે છે ભાગ મારા બાપ અહીંથી પણ ભાગ નહીં તો કોળીઓ કરી જશે. એવા વિચારમાં આગળ ચાલવા માંડયું. ( એટલે ) ચપળઃ—બોલાવવા લાગી ઉભા રહો. જરા ઉભા રહો. કરી પોકાર કરતી વહાણુથી ત્રટપર આવી પાછળ ચાલવા લાગી.

મનહર ગભરાયો. એટલે તેણે તો બેઉ આંખો મીચી સામટીજ મુઠી વાળી. ઝપાટે જોમમાં આગળ રસ્તો કાપવા લાગ્યો. આગળ મનહરને પાછળ ચપળ. આ પ્રમાણે થોડેક દુર જતાં ચોથો પહોર વ્યતીત થયો. અને વાદળાંઓ નવનવા રંગ ધારણ કરવા લાગ્યાં. તારા ગણો વિલય પામી ગયા. ચંદ્રમા પોતાના તેજને આકર્ષી સમી ગયો. પવન મધુર લહેર નાંખવા લાગ્યો. કાગ. કબુતર. મેના. ચકવા, ચકવી. હોલા. વિગેરે પોતાના શબ્દોવડે ગાન કરવા લાગ્યા. સપ્તાશ્વરથમાં વિરાજી સૃષ્ટિ સાદર્યાનંદ પ્રદાતા સવિતા દેવ ઉધાચલના પૂર્વ ભાગ પરથી દર્શન આપવા તત્પર છે. એ સમયમાં હીંમત ધારી મનહરે પાછળ ફરી જોયું તો ચપળ નજરે પડી. મનહરે હસી દીધું. (હત્તારી ગઇની ). ( અરે તારીની ) આ તો તું ચપળ દેખુંને. ચપળ હસતા વદને કહેવા લાગી રે ? મનહર આવું તારૂં સુંદર નામ ને કામમાં કશોય ઢંગ ન મળે. અ. રે. રે.

હથો પધારો આ તમારી શોધમાં ફરીને થાકી અને બાકી હતું તે આ પાછળ દોડી આવી. મનહર ચપળનો હાથ ઝાલી કહેવા લાગ્યો કે

ચપળ તુંતો ખોળમાં ને દોડતાં થાકી અને હું ક્યારનોએ બ્હીકમાં ઢીલો થઇ ગયો શું કરૂં. પણ સારા નશીબે સાજો આવી તને મળ્યો એટલે બસ.

ચપઃ—કારણ શું થયું હતું ? અને તમો આટલો સમય ક્યાં હતા ?

મનઃ—હું આટલો સમય પેલા મારા લોભીરામને લલુદાસની સાથે મધુર બાગમાં રોકાયો હતો.

ચપઃ—પછી.

મનઃ—આજે મધ્ય રાત્રિએ એકાએક વિચાર આવતાં હું ત્યાંથી તારાં તરફ વળ્યો. રસ્તે આવતાં અઘોર વન આવ્યું. ચંદ્રદેવ તથા તારા ગણો મારી પાસે ભાસતા હતા. છતાં મારી પાછળ ભુતો લાગ્યાં. તેણે મને હચમચાવી નાખ્યો અને ખુમારીમાં ખુવાર કરી દીધો.

ચપઃ—તે કેવાં હતાં ?

મનઃ—લે. વળી કેવાં હતાં પુછે છે ? અરે તે તારી નજરે જો ચઢયાં હોત તો તારી આંખતો ચૌદજ થઇ જતે.

ચપ—પણ જરા કહો તોં ખરા.

એ કાળાં ભુત હતાં તેતો હું બેઠો હોઉં કે બેસને હું ચાલું કે તુરતજ ચાલે મારી સાથે ને સાથે કેમે કરી આઘી ન થાય, ( હાસ ) હવે જરા અલગ થયા હો.

ચપઃ—અરે એતો તમારી છાયા હશે છાયા. અને વનવૃક્ષોની છાયા બીજાંનોય્

મનઃ—નારે ના. બીજાં હતાં બીજાં.

ચપઃ—હા હા આ તમો કહોછો તે સત્યજ છે એ તમારા લોભીને લલુત એ પક્કાં ભુતજ છે હવે અળગા થયા?

મનઃ—ના. ના. તેને ભુત કેમ કહે છે? તે તે ભૂત હોય ભૂતતો ખુવાર કરી દે.

ચપઃ—એ પણ તેના જેવાજ છે હો

મનઃ—ચૂપ રહે. એમ ના બોલ.

ચપઃ—આ રહ્યું લ્યો હવે ચાલો, બેઉ પરસ્પર વાતના આનંદમાં જ્યાં વહાણોનું લંગર કર્યું છે ત્યાં આવી રહ્યાં.

મનઃ—આ વહાણો આપણાં?

ચપઃ—હાજી આપણાંજ.

મનઃ—આઠ હતાં ને? આતો ચાર દીસે છે.

ચપઃ—તમોએ ઘેનની ઘેલાઇમાં ગુમાવ્યાં.

મનઃ—કેમ વારૂ શું થયું.

ચપઃ—સમુદ્રનાં ઉછળતાં મોજાના સપાટામાં ચારે વહાણોમાં રાખેલું બધુંએ પૃથ્વિ છોડી પાણીમાં ગયું.

મનઃ—અરે પાણીમાં બેસી ગયાં ?

ચપઃ—બેસી ગયાં કે હાથથી જ ગયાં. ફરી દેખવા વખત ક્યાં. તમોએતો આટલો સમય અંગને આનંદ આપી જાણે અધિપતી હો તેની માફકજ બની રહ્યા હતા. વ્યાપાર માલ તરફ તમારી નજર ક્યાં હતી.

મનઃ—ચપળ તું કહે છે તે ખરૂં જ છે. ચારતો રત્ન સાથે ગુમાવેલાં જ હતાં ને વળી આ ચાર પણ ગુમ થયાં.

રે દૈવ ? ગજબ. ગજબ. ભુલમાં ભમુછું, તેનુંજ પરિણામ પામ્યો. કમાણીમાં તો કોચલુંજ હાથ આવે એમ લાગે છે. આ પ્રમાણેનો મધ્યમાવસ્થાનો પ્રવાસ પણ પુરો થયો. ચાર વહાણો અને તેમાં રાખેલા ત્રીસ ત્રીસ રત્નોનું સાથે વાસીદું વળી રહ્યું. અફસોસ આ પ્રમાણે બીજા પચીસે જોત જોતામાં વિદાયગીરી લીધી મનહર સ્તબ્ધ બની વિચારવા લાગ્યો.તે સમયપર ચપળ કહેવા લાગીકે તમોએ મને અત્યારપર્યંત અળગી રાખી અને અવર મસ્તાનની સંગમાં ઝોકતા રહ્યા પણ હવે જરા ચતુરાઇથી ચેતજો. બનતા પ્રયાસવડે રહેલા શેષ વહાણોમાં ગુમાવેલા રત્નોની કમાણી પ્રાપ્ત કરવા મનપર લેશો. દૈવેચ્છા બળવાન.

દોહો.

अमुल्य देह मानवतणो, पण मन मस्तानीमां जाय;
दुष्कर्मसंगदुर्जनतणे, लक्षचोरासी फेरा खाय ॥ १ ॥
मानव अंग अमूल्य जाणीजो, सत्कर्मने सत्संगथाय;
नवविध सुख अहीं भोगवे, जो प्रभुपद प्रीतिधराय ॥२॥

ચપઃ—દિલને દિલાસો દઈ દુઃખ દુર કરો અને પ્રાણનો પાસો પાર પાડવા આગળ વધો.

( બીજો તરંગ સમાપ્ત. )



શ્રી.

# તૃતીય તરંગ.

## હરિગીત.

મ્હોટમ મુકીને લે શરણુ તું વિશ્વપતિનુ માનવી,
મદમાન મનથી મુકતાં મર્યાદ મન નવ આણવી;
સંસારમાં સુખ પામવાને રહેલ છે ઉપાય એ,
વિચાર વિધવિધ લાવતાં તુજ કામ વણુસી જાય છે. ૧

સારૂં નરસું મન વિશે પલપલ ઉંર ન આણવું,
સમજ્યા વિના કો માર્ગનું પુંછ અહીં નવ તાણવું;
વિચાર વિણુના કામમાં સંસારે જન અથડાય છે,
વિચાર વિધવિધ લાવતાં તુજ કામ વણુસી જાય છે. ૨

સહુ સાથમાં સુમતિ ધારી સ્નેહને દર્શાવજે,
સુખ દુઃખ સમ મનથી ગણી આનંદ ઉર તું રાખજે;
રાખ્યું ન રહે કંઇ હાથમાં ભાવી થનારૂં થાય છે,
વિચાર વિધવિધ લાવતાં તુજ કામ વણુસી જાય છે, ૩

એમ ધારીનેરે અવનીપર તું અંગથી ધીરજ ધર,
રે ! ચિત્તને સ્થિર કરીને એકાંત ભજ તું હરીહર;
સગાં સહોદર મિત્ર ધનપર મન અતિ દોરાય છે,
વિચાર વિધવિધ લાવતાં તુજ કામ વણુસી જાય છે. ૪

વિશ્વમાંહી વિજય કે અપયશ પામે પ્રાણી જે,
નામને જન નવ નિરખે કો ગુણ દીસે એ વાણીએ,
યશ અને સુખ પામતાં મ્હોટમે મન તણાય છે,
કર્ત્તાને નવ ભજતાં અરે ! તુજ કામ વણુસી જાય છે. ૫

---



બેસતું ચોમાસું આજુબાજુના પોતાના દમામ ભરેલા દેખાવો દર્શાવવા લાગ્યું. આકાશની વાદળીઓ શ્વેત, પીળા, રાતા, લીલા વિગેરે રંગોને દબાવી દઈ શ્યામ તથા ભુરા રંગને ધારણ કરવા લાગી. તેમજ તે વાદળીઓએ પશ્ચિમથી પૂર્વ ને દક્ષિણથી ઉત્તરમાં ઝપાટે દોડમ્ દોડ કરવા માંડી. જળ ભરેલી વાદળીઓ સુરરર કરતા પવનના સપાટા સાથે કોઇ કોઇ સ્થળે ઝરમર ઝરમર કરતી પૃથ્વિપર પાણી નાંખવા તત્પર હતી. પૃથ્વિ પોતાનામાંથી નીકળતા મધુર સુગંધને પ્રસારવા લાગી. ઘન ગર્જનાથી આકાશ ગંભીર દેખાવ આપવા લાગ્યું. વીજળી ચારે તરફ ચમકાર કરવા લાગી. મોર, પપૈયા, મેના, ચાત્રુક. વિગેરે આનંદથી પૃથ્વિના સ્થળે સ્થળે મધુર શબ્દવડે પોકાર કરવા લાગ્યાં. ઘુનુનુનુ ઘુનુનુનુ અવાજ કરતો પવન કર્ણે અથડાઇ બેસતી વર્ષાનું ભાન કરાવવા લાગ્યો. આ પ્રકારનો ચોમાસાનો ભારે દમામ દેખતાં જરાને ધારણ કરેલા ઉષ્ણકાલે તો પોતે અગીઆરાજ ગણ્યા. કારણ કે આ સમયે ઉષ્ણકાલને બધાંજ સાધનો ક્ષીણ થઇ ગયેલાં ભાસ્યાં; તો પછી ભાગી કમ્મરે કટાર ખોસવી એ તેને ઠીક લાગ્યું નહીં.

હવે ઝરમર ઝરમર જલ પૃથ્વિપર છંટાવવા લાગ્યું. સવિતાદેવ પોતાનો પ્રકાશ શાંતપણે પ્રકાશવા લાગ્યા.

સૃષ્ટિના જીવોને વર્ષા આનંદ ભરી ભાસવા માંડી. પૃથ્વિ દેવી નવ પલ્લવનો અંબર ધારણ કરવા તત્પર હોય એમ સંભવવા લાગી, કેતકી, કેવડો, ચંબેલી, મોગરો, ડમરો, જાઇ જુઇ, સેવંતી, ગુલાબ, ગુલબાસ, અગથીઓ, શેગટા, બોરસલી, લીંબડા, આંબા, વડ, પીપળાઓ. વિગેરે આ વર્ષાના આનંદમાં પવનની લહેર વડે ઝોલા ખાવા લાગ્યાં. ઋષીકારો પૃથ્વિને શુદ્ધ કરી ધાન્યને પૃથ્વિ વિશે નાંખવા તત્પર બની ઉમંગ ધરતા પોતાના ઘરને છોડી પ્રયાણમાં તત્પર થઇ રહ્યા છે. આ જોઇ મનહરના મનને આનંદનો ઉમળકો આવ્યો.

મનઃ—પ્રિયે ચપળ! હવે હું તારેજ આધીન રહીશ. આપણે હવે આ શેષ રહેલાં વહાણો લઇ કાલે પ્રાતઃકાળમાં આ બંદરને છોડી આગળ પ્રયાણમાં પગ ભરીશું.

ચપઃ—મનહર! એજ ઠીક છે. જરૂર ઉમંગ ધરી પ્રયાણ કરો અને હવે ભુલથી ભરમાશો મા.

મનઃ—અરે હવે ? એ શી વાત.

મધ્યાન્હ થવા આવ્યો છે એ સમયમાં લોભીરામ ને લલુતદાસની સ્વારી સામસામી થઇ ગઈ.

લોઃ—અરે લલુત મનહર વિખુટો પડી ગયો હો.

લલુઃ—મને ભાસે છે કે તે એકદમ આપણને છોડી જ્યાં વહાણનું લંગર કર્યું હતું ત્યાં જઇ બેઠો છે.

લોભીઃ—એમ ઠીક ત્યારે તો ત્યાં જઇ મુલાકાત લેતાં આપણને શી વાર છે ચાલો.

મનહર તથા ચપળ પરસ્પર આનંદમાં બેઠાં છે. એટલામાં લોભીરામને લલુતદાસ બેઉની સ્વારી ત્યાં સપાટે પધારી.

લો. લઃ-મનહર. રામ. રામ. એ રામ. રામ. ઓહો. હો. હો. અહીં કયારના આવી રહ્યા હમો તો તમોને આ સ્થળેથી પેલે સ્થળે એમ બધે ફરી શોધ કરી કરીનેજ થાકયા. ખુશી તો છોને ? આ બેની સ્વારી સાથે પાછળ માયા દેવીએ પણ પડદો પાથર્યો. એટલે મનહર પોતાના ભાઇબંધોને આવકાર આપી પુનઃ આનંદ ધરવા લાગ્યો.

ચપળ મનહરને વારંવાર નેત્ર શમસ્યા કરી સમજાવવા લાગી કે હવે તમો એથી દુર રહો તો વધારે સારૂં; પણ પ્રારબ્ધવશાત્ મનહર ચપળના નેત્ર તરફ દ્રષ્ટી આપી તુરતજ તેની સમસ્યાને ખુણે ખસેડી દેવા લાગ્યો. એટલે ચપળ અધીરી બની આઘી રહી બબડવા લાગી. અને બોલી ઉઠી કે મનહર જરા સમજો. આ તમારા પ્રવાસનો શ્રમ હવે શરમને સ્વાધીન થઈ પડશે. એટલે તુરતજ લોભીરામ ને લલુતદાસ હોઠ ફફડાવવા લાગ્યા. અને બોલ્યા કે તે શું છે જે ? હમો એની સાથે છૈયેને દુઃખ કયાં ? અરે ! દુઃખ એ શબ્દનો તો એના મનમાં વિચાર આવવાજ ન દઇએ. ભાઈ મનહર શું કંઇ મનપર દિલગીરી છવાઇ છે ?

મનહર નીચા વદનેક કહેવા લાગ્યો. ભાઈ દિલગીરી છવાય એમાં નવાઇ શું છે. મારા પ્રવાસમાં પ્રથમથી રા-

ખેલાં બાર વહાણો એકેક વહાણુમાં ત્રીસ ત્રીસ રત્નો. વળી તે પર બબ્બે વહાણે એકેકો રક્ષક. તેમાં આઠ વહાણો તો બતાવેલી રકમ સાથે ગમ્મતના ઘેનમાં ગુમાવીજ બેઠો. એ ફરી હાથ ચઢે એ અસંભવ. હાલ તો લાભમાં લુંટાયો. તેથી મન જરા મુઝાય છે. અત્યારે તો કાંઇજ દેખ્યું નહીં.

લો. લઃ—અરે ! મનહર વીંહળ બની, નથી દેખ્યું શું કહો છો ? ફીકરને ફેંકી દો. હમો બેઉ સાથેજ છેયે. આનંદમાં અગણીતો લાભ લેશો કે જે તમારી નજરે જોઇ ન શકશો અને આંખ ચાર થઈ જશે.

ચપઃ—મનહર એઓ કહે છે તે સત્ય કથે છે. હાલ તો નહીં પણ અત્યાર પછી અવસાને આવતાં કારમા કાળને તમો તમારા નેત્રવડે જોઇ ન શકશો. તે સમયપર આંખ ચાર તો શું પણ છ થઇ જશે. ખરૂં જ છે.

લો. લઃ—અરે ચપળદેવી તમોએ વગર પૈંડેજ ગાડાં ચલાવતા રાખો છો હો. જુવોને ઓહહો. વાહ અક્કલ. સ્રીની સમજ સ્વાભાવિકજ સહજ હોય છે. મનહર એ કાનેજ ના ધરશો. હો ! હીંમત રાખો. ચાલો હમો પણ તમારી સાથે છઇએ. ધીરજ ધરો. લાભ, લાભ, શું ? વ. હાણુને હંકારો.

લાલચમાં લુબ્ધ મનહરે આ ભાઈબંધો સહિત વહાણુને હંકાર્યા; સમુદ્રની સીમા સોહામણી દીસતી હતી.

તેને મનહર નયનત્રડે નીહાળતો નીહાળતો ઉછળતા જળમાં ડોલા ખાતાં વહાણોવડે પ્રવાસમાં આગળ વધવા લાગ્યો. મોહાર્ણવનું જળ દુર દ્રષ્ટી કરતાં મનહરને કાળું ભયાનક ભાસવા લાગ્યું. જે પ્રત્યે વિચારતાં મનને એમ આવ્યું કે આ કૃષ્ણ જળથી આ વહાણોસહીત આબાદાનીએ કેમ પાર પડાશે રે? આ ભયાનક જલમાં રહેલાં પાપરૂપ પર્વતોની મ્હોટી મ્હોટી ભેખડો મારા નાવને નડી જશે. મદ મત્સરરૂપી મ્હોટા મગર મચ્છો તે આડા આવશે અને ગળી જશે. એથી હું શી રીત પાર પડીશ. એવા વિચાર મનહરને વારંવાર આવવા લાગ્યા. એટલે સ્તબ્ધ બની ગયો.

લલ્લુઃ— } મનહર સ્તબ્ધ બની ગયા લાગો છો. વિચાર
લોભીઃ— } શું કરવા હતા ઝોકયા રહો. ( હીંમ્મત હાથે તો હરિ સાથે. ક્ષુધા મીટે ખાધે માટે વિચાર મુકો વાટે.) એતો એજ સીદ્ધાંત સુખનો છે.

ચપઃ—અરે? તમો બેઉ એની સાથે રહી કયાં દાવાનળના દરિયામાં દોરવો છો. આ મનહર પણ એવા બન્યા છે કે મારો પાસ રાખતા નથી. આ તમો ગુંમાવી બેઠાને હજુએ ગુમાવશો. જરૂર માનજો.

---

સ્વાભાવિક છે કે ઉતરતી અવસ્થા એ જીવને ભયાનક વસ્તુનું ભાન થાય છે. એ ત્રીજી અવસ્થાનું લક્ષણ છે. અને યુવાવસ્થામાં મદારૂઢપણું હોય છે.

લલ્લુ :—
લોભી:— } બેસ. બેસ. જોયું કે મનહર ? એ એની અક્કલ ઉભરાવે છે. તે અરે એની સમજ કેટલી અવળું આંતરવા બેઠી છું અવળું. જરા જંપને. તારા બોલને દાબ, આડી આવી લવરી કરમા.

માયાદેવીઃ—મનહર સત્ય છે. જેની સંગતમાં રહ્યા તેજ પકડી પાર મેલવું. આમતેમ સાંભળીએ નહીં. ચપળ હુમલો કરે પણ, આ ત્રણેવ તેને પાછળ પાડીદે. એટલે એતો અળગી જ થઇ રહી. છતાં મનહરને ચેતાવા નીચે પ્રમાણે કહેવા લાગી.

---

દીસે ઝોલા ખાતું વહાણ તારૂં. હો મનહરમનવા. ઝોલા૦
કારમાં આ કાળા જલમાં નાવ આ તારૂરે. હો..............
મસ્તાનીમાં મનહરમનડું. કયાં તું ભમાવે.
અરથે આણેલાં રત્નો કયાં તું ગમાવે
અંતર ઉભરાએ આ માહરૂં રે હો........................
બબે બંદરે વહાણો ગુમાવ્યાં. લાભમાં હાની ગણાય
અવશેષ આ સચવાશે નહીં તો ફેરો અફળ મનાય રે હો....

---

લોભી:—
લલ્લુ:—
માયાઃ— } ઉંહું.હું. હું. હું. અરે આ તારી લવરી મેલ,ને બાજુએ બેસ.મનહરઆ લપ લગાડીશ નહીં હો.

મનહરનું મન ડગમગવા લાગ્યું. એક બાજુ લોભીરામ ને લલુતદાસ તથા માયાદેવી એ પૂર્ણપણે પડદો પસા-

યાં છે. અને કંઇ કંઈ ચપળ ચાબુક વડે ચમકારો કરેછે. પણ જેના અમલમાં આધીન તે તરફ દોરવાય, જેથી મનહરે ચપળના વાકયને સંકેલી જ દીધાં.

મનહર પણ ઝોકા મારે છે. અને વહાણો પણ ઝોલા ખાતાં છે. એ સ્થીતિમાં રપતે રપતે આગળ વધેછે. અપાર જલ તરફ દ્રષ્ટી કરતાં મનહરના દિલમાં દુઃખનો દવ ઉત્પન્ન થવા લાગ્યો, પણ પેલા સાથીની હીમત પર દાવો (આધાર) ધરી ઉમંગ વર્ષાવી રહ્યો. સૂર્યાસ્તનો સમય થવા આવ્યો સવિતા દેવ સમી ગયા. વર્ષા કાળ એટલે ઉજ્વળતાનો અંશ તો ખોળ્યો હાથ લાગે તેમ ન હતો; અને કાળા ભયંકર જળનો પ્રવાસ જેથી કવચીત્ કવચીત્ જરા મન ગભરાવા લાગ્યું. પવનની સાથે વરસાદનું પાણી પણ ધીમે ધીમે પડવા માડયું. સમુદ્રમાં થતા ચમકાર ચારે તરફ દીસવા લાગ્યા.

ચારે તરફ નીહાળતાં સમુદ્રની સીમા નજરે ચડતી નહતી.(એક નામને અવર રામ) શીવાય પોકાર કરતાં પણ કોઈ પાસે આવી સ્હાય કરે તેવું કોઇ નજરે ચડે તેમ નહતું. મારૂત દેવે પણ મહા મસ્તાનીમાં મ્હાલવા માંડયું. વીજળીએ વેગ વધારી દોડંદોડ કરી મુકી. અને વરસાદે આંખ મીચી અંધારાં કરીને જ રેડી મેલ્યું.

જેમ ઉષ્ણકાળના મધ્યાન્હના તપતા સૂર્યથી ઝરતા અંગાર જેવા તાપમાં શ્રમીત થએલો મુસાફર અને તેમાં

વળી તૃષાથી પીડાતા કંઠે આતુર તે પ્રાણી પૃથ્વી પર શ્રમને દુર કરવા અને તૃષાને શાંત પમાડવા અભિલાષી તેને દુર નજર કરતાં એક રેતાળ રણમાં પાણીનો ભાસ લાગ્યો. એટલે તે આશાતુર તે તરફ આગળ વધ્યો. તપતા સૂર્યથી મુખ કમળ કરમાયેલું છે. પગની નસો ખેંચવા માંડી છે. શ્વાસ ઉભરા લેતો ચાલ્યો જાય છે. એ સ્થિતીમાં જેમ તે આગળ વધે છે, તેમ તેમ તે જે જલનો ભાસ થએલો તે દુર દ્રષ્ટે પડતો જાય છે એ પેલું દેખાયછે. એમ આશામાંને આશમાં તે રણ ભુમિના અંત ભાગે આવતાં તેની નજરે જલ ચઢયું નહીં અને ગોટે ગોટા ધુળના ઉડતા લાગ્યા. પરંતુ તેને તે શા અર્થની હતી. જો જલ મલ્યું હોત તો તો કંઇક પ્રાણનું રક્ષણ થઇ અર્થ સચવાતે, પરંતુ આ તો ફોગટ શ્રમ થયો ફેરો છુટી પડયો. આશામાં નિરાશા. તેવો આ પ્રવાસ મનહરનો અત્યાર પર્યંતનો ભાસ્યો. (દેવેચ્છા) આવાડ બંદર અદકું ઓપતું હતું. તે મનહરની કંઈક નજરે ચડયું. વરસાદનું વધારે જોર હતું. રાત્રિનો સમય હતો. વાવેતરો ચારે તરફ થઇ ગયેલાં તેની અંદર કાદવ અને પાણીમાં પડી રહી આનંદ લેનાર દેડકાંઓ ડોંયૂ ડોંય એવા શબ્દો કરી રહ્યા હતા. ભમરી કુનુનૂનૂ કુનુનૂનૂ પોતાના અવાજ એક સરખી આરંભી રહી હતી. ભયભીત શબ્દ

શીયાળવાંઓ કદાચૂ સંભળાવતાં હતાં. કાગડાઓ કાકા કરી પોતાના કઠોર શબ્દ કરતા હતા. છતાં ગુમારીના ગેનમાં ગીરમાર મનહરને તે નજરે જ ન ચઢયું. અને વળી ઘોર રાત્રિનો સમય હતો. જેથી તેને છોડી તે આગળ વધ્યો. રસ્તે આગળ વધતાં ચપળ તેને વારંવાર યોગ્ય શબ્દો સુચવવા લાગી.

પેલા લોભીરામ ને લલુતદાસ પણ કેડ કમ્મર કસી ને જ રહેલા હતા. એટલે ધારેતો એક ક્ષણમાં ચપળને ખુણેજ બેસાડે એથી માંહોમાંહી ક્રોધે કુદકો માર્યો અને રંગ ઝામ્યો. એટલામાં તો ક્રોધરૂપી કાળુ નામનું મહાન મચ્છ બાજુથી વહાણ સાથે આવી અડયું તે અથડાતાં બે વહાણને ઉંધાં જ કરી નાંખ્યાં અને ઉભરાતા જલના જોસ્સાવડે સમુદ્ર દેવે તેને સ્વીકારી પણ લીધાં. આ બે વહાણ જે આશાડને શ્રાવણ બંદર માટે નાંજ હતાં તેનો તો અણ-ધાર્યોજ ઘડીમાં ઘાટ ઘડાઇ ગયો. એ વહાણ પાછળ હતાં અને મનહર વિગેરે બીજા વહાણમાં હતાં એટલે વહાણની શી ગતિછે, એ સંભાળ રાખવાની તો મનહરે અત્યારે તેના પરમ પિતાને સોંપેલુ હતું. (गांडो मनुष्य गम्मतमां घडपण आणे) એ કહેવત સત્ય છે. કારણ મગરૂરીમાં મ્હાલતું મન, તન ધન નિરાળું સમયેજ તેને પાછળનું ભાન થાય છે. રાત્રિનો ત્રીજો પ્રહર ઝપાટે પલાયન કરી જવા તૈયારી કરી રહ્યો

છે. પડતા વરસાદના બુંદોએ જરા શાંતિને ધારણ કરી છે. બિજળી જે વેગ કરતી હતી તે વગે પડી ગઇ. પવન પોતાની ગતિને ધીમે ધીમે પસારવા લાગ્યો. ઘમઘોર ઘટાવાળું ગર્જના કરતું વાદળ વીખેરાઇ ગયું. તારા ગણો રપતે રપતે નજરે ચઢવા લાગ્યા. ચંદ્રમાએ પોતાનો ઝાંખો પ્રકાસ પૃથ્વિ વિશે પાથર્યો. રાત્રિ વ્યતીત થયાનું ચીન્હ ચોથો પ્રહર દર્શાવવા લાગ્યો. વાદળે શ્વેત રંગ ધારણ કર્યો. પક્ષીઓ આકાશમાં ગતિ કરતાં પોતાની વાણીમાં પ્રભુનું સ્તવન કરવા લાગ્યાં. હાસ્ય વિનોદમાં ઝુકી રહેલા મનહર પ્રત્યે માયાદેવીએ મન મેળવતાં મસ્તાનો બની મમતામાં મ્હાલી રહ્યા છે. સમુદ્રના મ્હોટા મ્હોટા ઉછાળા મારતા જળે આ વખતે સમુદ્રની સીમા (કાંઠા) પાસેજ વહાણોને આણી નાંખ્યાં હતાં. ભાદ્રપદ બંદરનો આ કીનારો હતો. જે નવ પલ્લવ નજરે નીરખતાં આનંદ આવે તેમજ હતું. વૃક્ષો ચારે તરફ ફેલાઇ ઘટાવાળાં બની રહ્યાં હતાં. નવું અન્ન પરિપકવ થઇ મધુર સુગંધી દાખવવા લાગ્યું છે. કેતકી, કેવડો, કિંસુક વિગેરે પ્રફુલ્લતપણે પુલી ફરતી સુગંધોનેં ફેલાવી રહ્યાં છે. ચકવા, ચકવી, કાબર, કબુતરો, મેનાં, પોપટ, ઉડતાં આમતેમ આનંદને ધારણ કરી રહ્યાં છે. સૂર્યોદયના સમયને માની વ્યાઘ્ર, વરૂ વિગેરે. હીંસક પ્રાણીઓ પોતાની ગુફાઓમાં સંતા-

વાની તૈયારીમાં છે. આવી ભવ્ય સૃષ્ટિ સાંદર્યતાને નિહાળ-વામાં ગફલતપણે ભાદ્રપદ બંદર પણ ગયું. અને તે કઇ વખતે ગયું કે ગુમાવ્યું તેનું તેને ભાન રહ્યું નહીં આ વખતે ચપળે છેવટની સત્તા મનહરપર પસારવા મનપર ધર્યું. રે ! મનહર ભયાનક રાત્રિના ભયમાંથી આ તમારા ઉગ્ર પ્રવાસમાં તમારૂં પ્રભુએ અત્યાર પર્યંત રક્ષણ કર્યું છે. હવે ચેતોને ચતુર્ભુજમાં મન અર્પી સમુદ્રમાં સાથે રાખેલાં શીલક માલને સંભાળો. આ ચપળના સપાટા એ મનહરને સાન કરતાં એની નજર પાછળના વહાણ તરફ ગઇ. નીહાળતાં બે વહાણો ગુમ થએલાં લાગ્યાં. અરે ? આ શું થયું ? રે ? એ કયાં ગયાં ? હે દૈવ તેં મને ભુલમાંજ ભમાવ્યો; મેં દિવાનાએ ગેહેનમાં કયાંએ ગુમાવ્યાં. હાય આતો અત્યાર પર્યંતમાં ચારજ બાકી હાથપર હતાં તેમાં પણ બેજ બાકી રહ્યાં. અરે ? મારા સ્વદેશ પ્રયાણ વખતે પાછા ફરતાં ત્યાં હું મારી શી કમાણી દર્શાવીશ. આમ આ-કુળવ્યાકુળ બનતાં મસ્તાની માયાદેવી અને પેલા બેઉ કારમા મિત્રોએ તુરતજ તેને આશ્વાસન આપી ચીત્તને દોરવવા લાગ્યા. હશે. ફીકર નહીં. ॥हैये हिंमतनो हजारगणी कींमत॥ લોભીરામને લલુતદાસે ધૈર્ય આપ્યું. હવે આવતા બંદરપર અદકી હીંમત રાખી અક્કલને આગળ કરી દામને દિલમાં દાખવી. યુક્તિવડે આ ગુમાવેલા બધાનો બદલો લેવોજ;

આમ ડાલમ્ ડોલમ્ કરતું વહાણ આશ્વિન બંદરે આવી લાગ્યું.

ભારે ભભકદાર આ બંદર મનહરને ભાસ્યું. અંતરમાં આનંદ ઉપજવા લાગ્યો. વહાણને લંગાર્યું. લોભીરામને લલુતદાસ ફક્કડ બની ફેરા મારવા લાગ્યા. ચપળે મનહરને ચેતાવ્યો કે સવિતા દેવ સૃષ્ટિના જીવોના સાક્ષી છે. માટે સમય સાચવી પુરૂષાર્થમાં પગ ધરશો. નહીંતો પાછળ વિમાસણ વેઠવાનુંજ છે.

હવે એકથી બીજા બીજાથી ત્રીજા એમ એક પછી એક નગરજનો ફરતા ફરતા બંદર સપાટીપર આવવા લાગ્યા. (નિરોધ) નામના નગ્રશેઠ પણ કંઇક ત્યાં આવી ચઢયા. એક બીજાની દ્રષ્ટી સામસામી થતાં લોભીરામને લલુતદાસનાજ તેઓ સોબતી નીકળ્યા.

લોભી } લલુ } :—ઓહોહો તમે ખુશી છો?

નિરોધઃ—હાજી.

લોભી } લલુ } :—પધારો.

નિરોઃ—આ તમારી સાથમાં કોણ છે, અને આ વહાણમાં શું છે.

લોભી } લલુ } :—આ મનહર અમારા પરમ સ્નેહી છે. ને આ વ્યાપાર માટે વહાણોમાં રત્નો રાખેલાં છે.

નિરોઃ—ઠીક હું પણ વ્યાપાર માટેજ બંદરપર ફેરા મારૂંછું.

મનઃ—એઓ કોણ છે ?

લોભી } :—એઓ અમારા પરમમિત્ર અને હવે આપે
લલુ } પણ એમનું ઓળખાણુ રાખવું. (ભોળા મનહરે હસીને, આવકાર આપ્યો. પધારોજી વહાણનાં પાટીઆ કીનારા સાથે નાંખી દીધાં. ખરીદનાર લોકોની આવજાવ થવા માંડી નીરોધ પણ લોભીરામને લલુતદાસની સાથે થંભીજ ગયા. કારણ કે—पारका परज पधार्यो, ते सदा फरे हराया.

જર જોખમ કે જીંદગીની તેવડ તો મનહરને પડી છે. આ બીજાને તેની શી ફીકર છે. ज्यां पारके पैसे महालवुं त्यां शुं देवुं छे के विचार પૂર્વના રત્નો તો મનહરના ઘણાંજ કીંમતી સંઘરેલાં હતાં કે જેથી સાધારણ તો તેને ખરીદનારજ ન થાય, અને મનહર તેનો ઉપયોગ ન કરે ત્યાં સુધી બીજો તેનાથી નવો લાભ પણ કયાંથી મેળવે નવરાત્રનો પ્રસંગ હતો. આનંદકારી દિવસમાં મનહરના મનને ઉમંગ ઉલટયો અને વિચારવા લાગ્યો કે વ્યાપાર અને માલનું તો સૌ થશે પણ આ પુન્ય દિવસમાં ધર્મ કાર્ય થવું જોઇએ, માટે ચાલુ દિવસોમાં દેવનો હોમ કરાવવો. અરે ભાઇઓ મારે હોમ કરાવવા વિચાર

છે. માટે કોઈ સારા બે અક્ષર જાણનાર જો તમો પીછાનતા હોય તો તેને બોલાવો.

લોઃ—ઠીક બે અક્ષરજ જોઇએ છે ને ? તમને ખબર ક્યાં છે.

લલુઃ—અરે તમો અણજાણ્યા શું જાણો.

લોઃ—કેમ ન જાણું ગણો ? લલુતદાસ કેટલા અક્ષર થયા; બે કરતાં વધ્યા કે ઘટયા કહોની ?

લઃ—અરે ? હું પણ શું નથી જાણતો ? લોભીરામ કેટલા અક્ષર થયા ગણતાં આવડે છે ? મનહર તમારીજ અક્કલનું અંધારૂં લાગેછે તમારૂં ભાન કયાં ભમવા ગયું.

નિરોઃ—મનહર ? એઓ કહે છે તેતો મને સત્યજ લાગે છે.

મનહર મનમાં કંઇક સમજી તો ગયો ને મુઝાવા લાગ્યો. અને વિચારવા લાગ્યો કે મેં કોઇ સારા કામના આરંભ માટે બે અક્ષર જાણનારને બોલાવવા કહ્યું ત્યાં તો એઓએજ આગળ થઇ ઘડો લાડવો કરી મુકવા ધાર્યો અરે ? વખતે એ નિરાળા ન થાય તો કદાચ્ મારૂં નસંતાન વાળશે એટલે તો નજીકમાં માયાદેવી હતાં તેને એકદમ ઉમળકો આવતાં તેણે મનહરપર છાયા છાવરી મનહરના વિચારો ફેરવાઇ ગયા. અરે હું શું ધારૂંછું જેણે કષ્ટ વેઠી

મારી સાથે પ્રયાણમાં પગ ધર્યો તે શું હું ન વિચારૂં. એ મને કહે છે તેજ ખરૂં છે હું અહીં અજાણ્યા પ્રદેશમાં બીજાને કયાં ખોળવા જઇશ. મધુર વચને મનહર કહેવા લાગ્યો ભાઇ લલુત એ લોભીરામ ઠીક ત્યારે હોમ થવો જોઇએ.

લોભી લલુ }:—પણ દક્ષણા પરિપૂરણ મળવી જોઇએ હો ?

નિરોઃ—સત્ય છે.

મનઃ—કહો કેટલી ?

લોભી લલુ }:—પ્રથમથી તેનો સવાલ નહીં. હમો કાંઇ તમારી પાસે વધારે લઇશું ? પુર્ણાહુતી કરી કે બસ.

આ સાંભળતાં ચપળને પગથી માથા સુધાં ઝાળ વછુટતાં તેણે કહ્યું રે ? મનહર ભરોસા પર ભોળવતાં કદાચ તમારી પણ પૂર્ણાહુતિ ન થાય ચેતજો મને ભાસે છે કે હવે તમારી પણ પુર્ણાહુતીનો જ વખત છે.

લોભી લલુ }:—હસીને રામ. રામ. રામ. રામ. આ જોયું જોયું કે. ધર્મ કાર્યમાં પણ આ જાતિની બુદ્ધી બે બદામ જેટલી. ધર્મમાં ધસતાં પણ વારે છે. છટ. છટ. છટ. મનહર. કયાં એવું ખોટું કાને ધરો છો. એનાથી હમોનેતો કંપારી વછુટે છે. મનહર કહેવા લાગ્યો

ભાઇઓ હોય, એ છે ને હું છું. એ મને સુચવે છે. તમો તમારૂં કાર્ય શરૂ કરો. આજ્ઞા મળતાં વારજ હોમનું કામ શરૂ કર્યું.

લોભી:—રમતાં ભમતાં કાળ ચક્રમુખે સ્વાહા.

લલુ:—કાલ આજ દીન જતાં પણ આશઅંમરાયસ્વાહા.

આ પ્રમાણેના ઉદ્‌ઘોષ સાથે અવદાન્ અપાતાં જયાં ત્યાં હોમના દ્રવ્ય હોમી દીધાં.

મન:—અર્‌ર્‌ર્. અલ્યા તમે તો આ હોમ ઝટ પૂરો કરી દીધો. કેમ કંઈ ગડબડ સડબડ કરીને ગાળાજ ગબડાવ્યા કે શું.?

લોભી } લલુ } :—ના. જી. ના. લ્યો હવે આ પૂર્ણાહુતિ થાય છે.

પ્રયાણમાં પ્રભુ પ્રિતિવાન્ હજો. સ્વાહા.

મનહર. લેવ આ પૂર્ણાહુતિ: હવે દક્ષણા લાવો.

મન:( હસી દઇ ) શાબાસરે શાબાસ. તમો પણ ઠીક રંગ જમાવોછો હાં?

લલુ } લોભી } :—હંઅ. અરે મનહર હમારા રંગમાં ઝુકનાર તો જગને જ ન જાણે તો પછી બીજી વાત જ કયાં.

નિરો:—ખરૂં. ખરૂં. આપણો રંગ તો અંગે આવતાં સદાય ઉમંગ.

લોભીઃ } :—હાં. જી. મનહર લાવો દક્ષણા.
લલુઃ }

મનઃ—કહો શું આપું.

લોભીઃ } :—હમારા પ્રમાણે તો તમે કશુંયે આપી
લલુઃ } શકો તેમ નથી. પણ મિત્ર છો એટલે
વધારે ન જોઇએ.

આ બે વહાણ તે બેઉ હમોને એકેક આપો બીજું તો તમારી પાસે છે કયાં કે હમો માગીએ ને તમો આપશો. મનહર ભયભિત બની ગયો અને ચારે તરફ જોવા લાગ્યો. ચપળ તો બાજુ પરજ બેઠી છે. તે બીચારી શું કરે. અત્યાર સુધીમાં તેનો તો પત્તોજ લાગવા ન દીધો હવે મનહર એકલો એટલે શું કરે અને આતો ત્રણ ચાર.

નિરોઃ—મનહર. કર્મની દક્ષણા તો મળવીજ જોઇએ શા વિચારમાં છો ? આપો.

(એટલે) લોભીરામ ને લલુત દાસ બોલી ઉઠયા કે આપશે તોયે ઠીક નહીં આપે તોયે એતો હમારાંજ થઇ ચૂકયાં લઇશું જ. એમને એમ આપશે નહીંતો અટવાઇને પણ આપશે. મનહર ગભરાઇ ગયો. પેલા બધા મળીને વહાણો પચાવી પાડયાં. મનહરે ગફલતમાં ગુમાવી દીધાં. મનહરની આંખમાંથી આંસુની ધારા ચાલી. વીખુટી ચપળ છતાં ચપળે હુમલો કરી નેત્ર ફેરવ્યાં કે પેલા બધા મનહરને મુકી વહાણનું દ્રવ્ય લઇ

પોબારા ગણી ગયા. ચપળ મનહરને ચેતાવા લાગી કે આ લોભીરામ લલુતદાસ, મસ્તાની માયાદેવી ને નિરોધ વિગેરે મળી તારી લાલચમાં તને લૂંટયો. શું કરવું આ સમય મનહરને છેલ્લે કિઆરે પાણીનો હતો. એટલે જુવાનીનો જોમ પણ રહ્યો નહોતો. તેમજ તેના પર જરાવસ્થાએ જૂલમ ગુજારવા માંડેલો હતો. હાથપગે શીથીળતા આવી ગઇ હતી. નેત્રની ગતિ નીચી પડી ગઇ હતી. કાને પોતાનો શ્રવણ કરવાનો ધર્મ છોડી દીધો હતો. કેશ પણ પોતાની શ્યામતા છોડી શ્વેતપણાને ધારણ કરવા તત્પર હતા. ત્વચા, નરમ પડેલી ભાસતી હતી. આવી દશાએ ફરીથી લાભ મેળવવા મનહર અશક્તિવાનજ હતો. એટલે આશા અધુરીને અંગ અગ્નિને અર્પવું તે સમય મનહરને આવી લાગ્યો. રે ! દૈવ મનહરનું મુખ દયામણું દીસવા લાગ્યું. અને ખાલી રહેલાં બે વહાણો પાણીના ઉછાળા વડે ઉછળવા લાગ્યાં. બાકી રહેલા કરમ સંજોગે ભાદ્રપદ બંદર નીમિત્તનું ખાલી વહાણ પણ જલનિધિમાં શયન કરી ગયું. એટલે તો મનહર અધીરો બની અવશેષ વહાણમાં બેસી વહાણ હંકારી પોતાના ઘર તરફ વળી ગયો. મનહર સાથે હવે સંગમાં ફક્ત એકલી ચપળજ રહી હતી. દીલગીરીમાં દિલથી ડુબેલો એવો તે મનહર ચપળ સહિત સેતુના જલને કાપતો કાપતો તે પાછો પોતાના સૃષ્ટિ વિશે

મનાતા ધામ નજીક આવી લાગ્યો. સ્વજનને મનહર પ્રવાસથી પાછા આવ્યાની ખબર મળતાં ઉભરાતા હૃદયવડે દરેક દોડી આવી પુછવા લાગ્યા. ભાઇ મનહર સુખી છે ?

મનહરનું મન મુંઝાતું હતું અને મુખકમળ કરમાયેલું હતું છતાં–હા. સુખી છું.

માણેકઃ—કેમ ભાઈ મનહર આમ ગલીત કંઠે શબ્દ ભાખો છે.

મનઃ—ના....જી. કાંઇજ નહીં. એ તો આ પ્રવાસથી ઢીલો થઈ ગયો છું તેથી.

માણેઃ—વારૂં. હવે ઘેર પધારો કેમ કાંઇ સાથે રાખેલાં બીજાં વહાણો દીસતાં નથી.

મનઃ—નીચુંજ ભાળી રહ્યા છે. એટલામાં ચપળ બોલી ઉઠી કે એના પ્રવાસના પુરૂષાર્થમાં લાભ એ મલ્યો કે (કુંસકાના વેપારમાં કોઠીમડાંની જ કમાણી.)

માણેઃ—એટલે ?

ચપઃ—એટલે શું ? એની ગફલતમાં લાભ એજ. આ નજરે તમોને શું ચઢે છે ? વિચારોને.

માણેકઃ—હશે. ફીકર ના ધરો. ઘર તરફ પધારો. કદાચ ફેરો નિષ્ફળ પણ નીવડે. મનહર તથા ચપળ બેઉ ઘેર આવ્યાબાદ, ચપળે જોસ્સો કર્યો કે આટલીવાર ચેતાવતાં પણ તે તમારી ખ્યાલમાં નજ આવ્યું અને પેલા

દુષ્ટોએ દોર્યા તેમ દોરાયા. હવે મનહરને ચપળનું કહેવું સત્ય લાગવાથી તે દીન બની સાંભળવા લાગ્યો, અને ગએલા સમયનું સ્મરણ કરી નેત્રે આંપું ભરવા મંડયો. પણ શું કરે भांगी हिंमते हथीयार એ કયાં બને. ઘેર આવ્યા બાદ હતું તે દ્રવ્ય પણ ગુમાવ્યું. તેના અફસોસમાં કેટલાક દીનપરદિન વ્યતીત થઇ ગયા. મનહરની નિર્ધન સ્થીતિને માની તેના સગાસ્નેહી પણ તેના તરફ અનાદર દર્શાવવા લાગ્યા. એક દિવસ પ્રારબ્ધયોગે મનહરનો એવો દીવસ ઉદય થયો કે પ્રાતઃકાળે ઉઠતાંની સાથે નજીકમાં વસતા માણેકને જોતાં તેણે આવકારથી બોલાવ્યા. કેમ માણેક મારાથી તમો અળગા રહો છો. આપને મારાથી અનાદર છે. આ સમયપર માણેક પાસે ક્રોધ, લોભ, લલુત વિગેરે સમીપજ હતા તેને પ્રથમ મનહરથી ચપળની ચાબુકવડે ભાગવું (નાસવું) પડેલું તે ખ્યાલપર આવતાં એકદમ હોઠ ફફડાવી ઉઠયા. અને કહેવા લાગ્યા કે તું હમારે મન અનાદર લાયકજ છે. તારાથી હમો નાખુશજ છીએ, કહી કમ્મર કસવા તેયાર થઈ ગયા. દુનીઆની સાધારણ કહેવત છે કે—

कांटो कमासण ने कुतरुं ए त्रणेनो एक स्वभाव,
वळग्यां क्यमे फीटे नहीं फरी वढवापर अतिभाव;

તેમ આ માણેક સાથે વાત કરતાં પણ અણબોલાવ્યા આગળ ઉછળી પડયા. છતાં આ સમયે મનના દુર્બળપણા

ભોગવતા મનહરે તે તરફ લક્ષ ન આપ્યું. કારણ મનહર હવે કંઇક એટલું સમજતો હતો કે સજ્જનનું હૃદય સાગર-સમ હોય છે જેમકે પૃથ્વિપરના દરેક સરિતાના જલપ્રવાહ તે સમુદ્રમાં જઇ ભળતાં તેનો સમાવેશ કરે છે અથવા સરિતાઓમાં પોતાનું જળ ફેંકતાં બહાર કાઢેલા જલનું ઓછાપણું દાખવતો નથી અથવા પૃથ્વિને ખણી મટોડીના મ્હોટા મ્હોટા પહાણો કદાચ તે વિશે નાંખો, તોપણ તેનો સમાવેશ કરી ઉભરાતો નથી, અગર સમુદ્રમાં રહેલી રેતી યાતો રત્નો વિગેરે કોઇ કાઢી લે તો તેથી અધુરાપણું નથી દર્શાવતો. આવા સદ્‌વિચારો મનહરને હવે ક્ષણે ક્ષણે સ્ફુરવા માંડયા. ભવાર્ણવને કાંઠે આવી લાધેલા મનહરે રપતે રપતે માયાદેવીને મુકવાજ માંડી. એટલે એનું હૃદય (રાઢ) કરવાને રાજી નહતું જેથી પ્રતિઉત્તર ન વાળ્યો એટલે પેલા ક્રોધ, લોભ, લલુત ઉભરા લેતા અટકી ગયા.

પરંતુ દુર્જન દુર્જનતાને સંકેલી દેવા મનપર ભાગ્યેજ લે છે. તેઓ તો આટલેથી પણ વિરામ ન પામતાં મન-હરની પાછળ હજુએ પુંઠ પકડીજ રહ્યા હતા. હજુ કંઇક રક્ષણ મનહરનું ચપળ કરતી હતી.

હજુ ખરેખરો વૈરાગ્ય તો આ જગના જીવોથી મન-હરને થયો નહોતો. પરંતુ ધીમે ધીમે વિતરાગ પ્રાપ્ત થતાં તે સદ્‌માર્ગમાં પોતાના દિવસો વ્યતીત કરવા લાગ્યો.

એક દિવસ મનહર દેવનું ધ્યાન ધરતો હતો. તેવામાં તેને પ્રિય માણેકનું સ્મરણ થયું. અને તેની ઘણેભાગે જરૂર હતી. તેથી તેણે માણેકને બોલાવવા મનપર ધર્યું. બહાર આવી દ્રષ્ટી કરતાં તેની સંગમાં પેલા ત્રણેવ જોવામાં આવતાં તેણે આડી નજર કરી એટલે તો પેલા ત્રણેવે હુમલો કરી ફરીથી મનહરનો ઘાટ ઘડી નાંખવાના વિચારમાં આવી ગયા. પણ સારાભાગ્યે તે ફાવ્યા નહીં. અહાઃ હાઃ હાઃ જુવો કે સજ્જન દુર્જનનો સંગ કરવા નથી ધારતા છતાં પણ દુર્જન પાછળ પડી સજ્જનની કેડ મુકતા નથી. અને પોતાના દુર્જન સ્વભાવને પણ છોડતા નથી. વિચારતાં એ સત્યજ ભાસે છે.

ચપળ સાથે સુમેધાને પરમ મૈત્રી હતી. જે એક બીજીને લાંબો વખત થયાં નેત્ર નીરખવા પ્રસંગ ન મળવાથી ચપળ જ્યાં નિવાસ કરી રહી હતી ત્યાં તે પણ પ્રેમ ધરી પધારી મનહરના પૂર્વ સંચીત સત્સંસ્કારનો આ અન્તિમ ઉદ્ભવ હતો. જેના પ્રભાવવડે તેને હવે પ્રતિદિન સદ્ધર્મમાં પ્રીતિપરાયણ દોરાવવા લક્ષ લાગ્યું. ચપળ સાથે સુમેધા આવી મળતાં બેઉએ મનહરપર એવીતો ચાબુક ચલાવી કે તે પરમ પુરૂષાર્થમાં રાત્રિ કે દિવસ પલક કે પહોર જોડાએલોજ રહ્યો. સારા ભાગ્યે એક દિવસ તે દેવકાર્યમાં પ્રવૃત હતો એટલામાં પરબ્રહ્મનું પ્રતિરૂપ

જ્ઞાનાનંદ મનહર સમીપ પધાર્યા. મનહર અતિ આદરવડે તેમને પ્રણામ કરી પોતાના હૃદયથી ઉભરાતા આનંદના અશ્રુવડે પાદ પ્રક્ષાલી પ્રેમના પુષ્પવડે વધાવી લઇ સ્વસ્થાનમાં આસન આપ્યું. જ્ઞાનાનંદ મનહરને સુચવવા લાગ્યા કે, હે મનહર તારો આ મનુષ્ય દેહ અમુલ્ય છે. માટે તું :સધ્ધર્મપરાયણ બની [1]શ્રેષ્ટ સમાગમથી સદ્‌જ્ઞાન મેળવી સત્કર્મને યોજનારો થા, તેમાં તારૂં શ્રેયે સમાયેલું છે. કારણ તું વિચાર કર નિયંતાએ નિરમેલા આ સૃષ્ટિના દરેક પદાર્થો તે દરેક માનવના સુખ સાધનાર્થેજ છે. જે તું જોઇ શકે છે તે તો તું કદાચ પુરૂષાર્થથી મેળવી શકીશ. અને કદાચ તેને યત્નથી ધારે તો સાચવી પણ શકીશ. પરંતુ જેનાથી અન્ય વસ્તુને મેળવે છે અથવા સાચવે છે તેને સમય આવે તુંજ સાચવી કે રાખી શકે તેમ નથી.

મનઃ—તે શું :?

જ્ઞાનાઃ—જીંદગી.

મનઃ—કારણ.

જ્ઞાનાઃ—મનહર આ શરીર પૂર્વાપર કરેલી ક્રિયાને માની સરજાએલું છે. તે તો પ્રપંચને છોડી સદ્‌ગુરૂ સેવન

---

૧ ભલું.

થાય અને સત્કર્મને આદરે તો તેજ અગણુનીય લાભ મેળવે અને દીર્ઘાયુ પ્રાપ્ત કરે. અવર ઉપાય નથી. બીજી નજરે ચઢતી વસ્તુ તો દ્રવ્યાદિકથી પણુ કદાચ મળે પરંતુ આ માનવદેહ અને જ્ઞાન એના આ સૃષ્ટિમાં હાટ નથી કે તે ખરીદ કરતાં હાથ આવે વિચારી જો.

મનઃ—સત્ય છે. જીંદગી પ્રભુ શીવાય બીજા કોઇ સરજી શકતા નથી. તેમ જ્ઞાન એ કંઇ ( કાટલે ) સંખાતું નથી. એ અમૂલ્યજ છે તો પુરૂષે અમૂલ્ય લાભ મેળવવાજ પ્રયત્નવાન્ રહેવું એજ સત્ય પુરૂષાર્થ મનાય.

જ્ઞાનાઃ—વળી વિચારકે બાળકના જન્મ સમયે તેનું શરીર સૂક્ષ્મ હોય છે. સમયે સમયે પહોંચતા જરા પર્યંતમાં તે શરીર વધે છે. તો તેમાં અસ્તિ, માંસ, રૂધીર, ચર્મ વિગેરે કયારે અને કયાંથી વધે છે અને કેમ ઘટે છે તેની ખબર પડતી નથી. તેમ આ સ્ત્રી, પુત્ર, માત, પીતા, ભ્રાતા, ભગિની, મિત્ર, શત્રુ વિગેરે ઉપર બતાવ્યા મુજબ જ તું જાણુ. સંબંધાનુસારે મળે છે અને ટળે છે. વળી પ્રભુએ આ શરીર સરજ્યું છે તે ઘણુંજ સુંદર નાના પ્રકારના ઉપભોગને ભોગવનારૂં છે. જો કે અન્ન આત્માને આનંદ આપે છે, શરીરનું પોષણુ કરે છે, તે અન્ન કંઠથી નીચે ઉતરતાં તે દુર્ગંધમય બને છે, એવો આ શરીરધર્મ છે. બધા મલીન પદાર્થોવાળું આ શરીર તેમાં આ જીંદગીથી

ચોજાયેલાં સત્કર્મરૂપી સુવાસ તે સત્ય છે. અને તેજ લાંબા કાળને ભોગવે છે. દ્રષ્ટાંત જેમકે કેવડો યાતો ગુલાબનું પુલ એ ખીલી, કરમાઈ જાય છે. પરંતુ તેની સુગંધ તે સદાકાળને માટે ભાન કરાવનારી છે. તેમજ આ પુષ્પવત્ જીંદગી, સમયે કરમાનારીજ છે. પણ સત્કર્મરૂપ સુગંધ અવિચળ અને બીજાને આનંદ આપે છે. પુષ્પો દેવને અને માણસને પ્રિય છે, તેમ આ શરીર માણસને અને સત્કર્મરૂપ સુગંધ દેવોને પ્રિયકર છે. સાધારણ કહેવત છે કે—

ज्ञानी नाव ने तुंमडुं ए त्रणेनो एक स्वभाव
पोते तरे ने बीजाने तारे; नित उंची गति परभाव.

શરીરના સો સાંધા તેમાં જે સમયે જેને વાળવા ધારીએ તેજ વળે. છતાં વ્યાધીગ્રસ્ત શરીર હોય તો નજરે ચઢે છે, કે બેસતાં ઉઠતાં પણ વડીલના નામને સંભાળે કે તેના પણ બાપને સંભાળવા પડે. આથી એટલું માનવું કે શરીર સ્વાધીનમાં નથીજ કારણ, શરીર જડ છે. આત્મા ચૈતન્ય છે. પરંતુ તે પણ અલ્પજ્ઞ (પરતંત્ર) છે, અને ક્રિયારૂપ રજ્જુથી બંધાયેલો આ શરીરરૂપ કોટડીને સેવે છે. હવે મનુષ્યને પ્રયત્ન કરતાં હીરો હાથ ચઢે તો મ્હોટા મહેલ અને નાના પ્રકારના ભોગને પ્રાપ્ત કરે છે, અને નાની ઝુંપડી તરફ તેનું મન પછી અનાદર ધરાવે છે. તેમ આ શરીરની ઝુંપડીમાં રહેલા જીવને સત્કર્મરૂપ પ્રયત્નવડે જ્ઞાન-

રૂપ રત્ન ગુરૂ કૃપાવડે હાથ ચડી ગયું તો તે મ્હોટા અવાસનેજ મેળવે. ( અર્થાત્ દેવપદ ) સાત માલનો મહેલ, સુંદર બારીબારણાં, છપ્પરપલંગ, ખુરશી, ગાલીચા, બારણે હાથી, ઘોડા, બળદ, ગાડી, તેમજ બારણે નજરને આનંદ આપનાર સુગંધ આપતા નાના પ્રકારના ઝાડોવાળો બગીચો, નિત્ય મિષ્ટાન્નથી આનંદ લેનાર તેને આ વૈભવ છોડી નાના ઝુંપડામાં નિવાસ કદી કરવો કેમ રૂચે ? તેમ જ્ઞાનરૂપ રત્નથી પ્રાપ્ત થતો દેવ વૈભવ કે જેનું અતુલિત તેજ રોગોથી રહિત અમરપણું આ રૂપ ઉંચા અવાસ (ધામ) ને છોડી જેમાં પલપલ દુઃખ ક્ષણેક્ષણે રોગ અને એક મિષ માત્રમાં મૃત્યુને ભોગવનાર આ શરીરરૂપી ઝુંપડી તરફ તેનું મન કેમ માને; પરંતુ આ શરીરરૂપ કબાટની જ્ઞાનરૂપી ચાવી ગુરૂ પાસેજ હોય છે.

માટે હે ? મનહર—તું સત્સમાગમવડે સત્કર્મનું સેવન કર, કે જેથી આ સૃષ્ટિના સહજ સુખ તો ભોગવીશ પરંતુ પરમ પદવીને પણ પ્રાપ્ત કરીશ. કારણકે આ ભવાર્ણવના તારણાર્થે નીચે મુજબ તું સત્યમાન.:—

विश्व विशे विख्यात ।
नाम निरंतर जाण ॥
यह भव सागर तारणे ।
कर्म एक निर्माण ॥

જગકર્તાનું ભાન જન્મ ( એટલે બાળક ) થી તે જરાવસ્થાને ભોગવનારા જીવપર્યંત દરેકને હોય છે. જગદીશની ભવ્ય વિભુતિનું તેજ એવું છે કે તે ચૈતન્ય તેજથી અધિકતા ધરાવનારૂં છે. અને તે તેજનો ભાસ ભાવે કભાવે પણ ભાનરૂપે હોય છે. તેમજ કર્મ અને જ્ઞાન એ સૃષ્ટિ સ્થાનના સુખને બક્ષનાર પરમ દૈવત છે. અને એ જીવ ને જીંદગી સાથે સંબંધ ધરાવનારાં છે.

ચપળના સહુવાસમાં આવતાં મનહરને દિન પ્રતિદીન દિલને આનંદ આવવા લાગ્યો. અને સદ્ગુણો સંગ્રરવા લાગ્યો. એક દીવસ સૃષ્ટિ પાલક પરમાત્માનાં ધ્યાનમાં મનહર બેઠો હતો. એટલામાં સૃષ્ટિસંબંધથી મનાતા તેના એક સગાને ત્યાં ખર્ચ ( વરો ) હતો. એટલે મનહરને ત્યાંથી તેડવા આવ્યા. અને મનહરને ત્યાં જવાની જરૂરજ હતી, છતાં સૃષ્ટિના જીવોનો સંબંધ અનિત્ય છે અને સત્કર્મ ને જ્ઞાનજ જીવને સ્હાય કરતા છે એવુ આ સમય પર તે માનનાર થઇ પડયો હતો તેથી તેને છોડી ત્યાં જવા તેણે અનાદર દર્શાવ્યો.

જેને ત્યાં મનહરે જવા અનાદર દર્શાવ્યો તે સુંદર નામનો નિર્ધન માણસ હતો. તેને પોતાની ચઢતી વયમાં આ પહેલ વહેલો જ ખર્ચ હતો. જેમાં વડીલ અને સગાં તરીકે મનહરને ત્યાં જવાની જરૂર પણ હતી. છતાં મન-

દરને પોતાના પ્રવાસનો પશ્ચાત્તાપ મનપર વારંવાર સ્ફુરતો હતો. જેથી મનને અનાદર થયો. જ્યારે સુંદરને એમ ભાસ્યું કે મારી નિર્ધનતાને માની આ સમયપર મારા પ્રત્યે દયા ધરી ભાગ્યે જ કોઇ આવી મને મદદગાર થાય. રે ? પ્રભુ હશે ? દૈવની ગતિ આ સમય વીતિ જવાબાદ સુંદરની સ્ત્રી સુપ્રભા કે જે વ્યવહારધર્મમાં ઘણીજ નિપુણ અને સ્વધર્મપરાયણ રહી નીતિને પાળનારી હતી. આ સદ્ગુણી સ્ત્રી, ગુણનો ભંડાર હતી; તેમ જ તેના શરીરનું સૌંદર્ય પણ એવું જ હતું કે જેના મસ્તક પર કાળા ભભકદાર સુકેશ પર જાણે ભ્રમરો વારંવાર ગુંજાર કરી આનંદ દર્શાવતા, મુખવદન શરદ પુનમના પૂર્ણકળાના ચંદ્રસમ તેજ કરી હરહંમેશ ખીલેલા કમળ માફક ઓપતું હતું. સુંદરની નિર્ધન અવસ્થા છતાં તે આ સુપ્રભાને નિહાળતાં પોતાનું દુઃખ વિસારી ધનભાગ્ય માનતો હતો. એક દિવસ સુપ્રભા પોતાના ઘરની એક ઓરડીની બારીએ હાથ ટેકવી બેઠી હતી. તેવામાં તેના મનમાં વિચાર આવ્યો કે આ સુશોભિત અંગ અમર નથી. તો આ કાયા ઉમંગ ધરાવી દિન પરદિન મિથ્યા ગર્વથી ગુજારે છે. લાવ, મારા પતિ સુંદરને સુચવું કે યોગ્ય પુરૂષાર્થમાં જોડાઓ કે જેમાં ઐહિક અને પારમાર્થિક બંન્ને સધાય. પુરૂષાર્થથી વ્યવહારીક દ્રવ્ય (પૈસો) મળે તો સુખથી આશ્રમ નિભે. અને

સદ્વૃત્તિથી સત્કર્મ પણ થાય. આવા વિચારમાં સુપ્રભા સ્તબ્ધ બની રહી હતી, એટલામાં ત્યાં સુંદર આવ્યો.
સુંદરઃ—હે સુપ્રભા કેમ આમ ઉદાસીને ધારણ કરી બેઠી છું.

સુપ્રભાઃ—હે પતિ ! આ સૃષ્ટિમાં મારા પ્રત્યક્ષ પરમેશ્વર તમેજ છો. આપનું વદન નિહાળી હું સદા આનંદ માનું છું. મારા આત્મારામના રત્નરૂપ તમેજ છો. પરંતુ હે પતિ આ સંસારમાં સુખી થવાના માર્ગ માટે પ્રયત્નવાન્ રહો તો વધારે સારૂં, કે જેથી આ લોકને પરલોકમાં સુખ મળે.

સુંદરઃ—પ્રીયા. તારૂં કહેવું યોગ્ય છે. પુરૂષે પુરૂષાર્થ કરી દ્રવ્ય મેળવવું. તેનાથી આશ્રમ સારો દિપે છે. અને તેથી બીજા મનુષ્યો તેના પ્રવાહમાં તણાઈ ઉત્તેજન આપે છે; પરંતુ પ્રારબ્ધ અલૌકિક ગતિ ધરાવનારૂં છે. પ્રારબ્ધને આધિન પુરૂષ છે. અને પુરૂષને આધિન પ્રિયા છે. પૂર્વ સત્કર્મ સંચીતથી બંધાયેલું પ્રારબ્ધ સારૂં હોય તો આપણને ભાસેછે કે પુરૂષ નામ માત્ર પ્રયત્નવડે દ્રવ્યવાળો બની પતિ અને પ્રેમદા, સુખમાં આશ્રમ નિભાવે છે. જ્યારે દુર્બળ પ્રારબ્ધયોગે પુરૂષ દુર્દશાને પ્રાપ્ત થઈ જીવન ગુજારેછે.

સુંદરઃ--દૈવે ધાર્યું દુઃખ તો સુખ કયાં મળનાર

સુપ્રભાઃ—દર્શન દુર્લભ દેવ દયાળુ દુઃખ હરનાર

પ્રિય, વિચારો. પ્રારબ્ધને વળગી પુરૂષે કેવળ ન

બેસવું જોઇએ. મારી સ્વલ્પબુદ્ધિથી જે હું સમજુછું તે હું આપને કહું છું.

( પ્રથમ પુરૂષાર્થ. )

વિના ભજન પ્રભુ નામકા, વોહી જીંદગી નહીંરે તરે.
માત પીતા ઉદર જન્મ લીઓ વૃથા, વારંવાર દુઃખ સહેરે. વોહી૦
ભાવ વિના નહીં ભક્તિ રે રાચે, કેમ પ્રભુના દિલમાં ઠરેરે. વોહી૦

પ્રથમ સદ્ભક્તિથી ભુધરને વશ કરી પ્રયત્નમાં પગ ધરો. કારણ.

ઉદ્યમથી દિવાના દાના કંઇ કહેવાયા.
નિરૂદ્યમી પુરૂષ તે ફરે કઈક હરાયા.
બુદ્ધિમંદ જન તે, લોક વહાયે તેમ વ્હાયા.
જગમાં જન ડાહ્યા, ઉદ્યમી નર ગણાયા.

સુંદરઃ—ધન્ય છે પ્રિયા. તારી બુદ્ધિને અને તારૂં કથન સત્ય છે. આલસ્યને ધારણ કરી આ અમુલ્ય જીંદગી વ્યતીત કરી કાળને આધીન કરવી તેના કરતાં ઉદ્યમ કરી સૃષ્ટિનું સુખ લઇ સત્કર્મને આદરી સર્વાંતર્યામીને શીશ સમર્પણ કરવું એ દૈવી જીવનું કર્તવ્ય છે.

ચાલો અહીંથી પ્રવાસમાં પરવરીએ કે જેથી પુરૂષાર્થમાં જોડાતાં પૈસા પ્રાપ્ત થશે. અને પુણ્યક્ષેત્રોની પવિત્ર ધરતીમાં ભટકતાં નિયંતાની પ્રતિમાને નિહાળી આનંદ લેતાં તેમજ પુણ્યાંશી પુતળાં (મહાત્મા) ને સેવતાં સુખના અધિકારી બનીશું. સુંદર તથા સુપ્રભાના પૂર્વના રૂણાનુબંધ

મળેલું આ જોડું એક નિશ્ચયથી પ્રયાણમાં પરવર્યું. ટાઢ તાપને સેવતાં તેઓ રપતે રપતે માર્ગને કાપતાં તેઓ દેહને દિવ્ય કરનાર દેહીના દુષ્કૃતથી તારનાર દેવોથી સેવાતી એવી સ્વર્ગગંગા કે જે પૂર્વે પૂણ્યવાન પુરૂષના ઉગ્રતપના પ્રભાવવડે પૃથ્વીવીશે પરવરી હતી, તેના રમ્ય ત્રટ વિશે આવી લાગ્યાં. દિવસનો ત્રીજો પ્રહર હતો. સુંદર તથા સુપ્રભા ક્ષુધાથી પીડિત હતાં છતાં સરિતાની સીમીરના ઝપાટામાં ઘુમરી ખાતી ઉડતી રેતી તેમજ નિર્મળ વહેતા પાણીની પાસે ઉગેલા ઝોકા ખાતા લીલાં કંચન જેવા તૃણ તે તરફ દ્રષ્ટી નાંખી એકીટસે નીહાળી હૃદયમાં ઉભરાતા આનંદના આહારથી સંતોષ માની આમતેમ ઘુમવા લાગ્યાં. જરા થોડેક આગળ વધ્યાં એટલે આંબા, ઝમરૂખી, દાડમી, સાગ, સેકટા, વિગેરે વૃક્ષોથી ઘટાવાળું વન અતિરમ્ય ભાસ્યું, તેને નિહાળવા આતુર એવાં સુંદર તથા સુપ્રભા ત્યાં સ્થંભ્યાં. એટલામાં ઉંડાણમાંથી આવતો સુસ્વર સંભળાયો. જે તરફથી સુસ્વર આવતો ભાસ્યો તે તરફ લક્ષ દઇ સુંદર તથા સુપ્રભા દોરાયાં. સમીપ જતાં એક અખંડાનંદની અલકમાંજ આનંદ માનનાર એક સાધુ મહાત્માનું ટોળું તેઓની નજરે ચઢયું. સાધુઓ પોતાના આનંદમાં મગ્ન છે તેમાં તે ટોળાના મહંત નીચે મુજબ પોતાને સેવનાર સાધુને સુચવવા લાગ્યા.

ચેતો સાધુ પ્રિય સંત હુમારા. ગંદી દેહે ગર્વ એ દિવાના.
મોજ માનકે બેઠા રહોવો........................................
મન મુઝકું એસા લગતા.........................................
બની જંગલવાસી જોગ સાધો.....................................
પામર કાયા પળમાં પડશે.......................................
કારમા કાળને આધીન ખલક.....................................
પરમાર્થ ચહો પુરૂષ કાય ધરી...................................

દેખો ભાઈઓ કાયાનગરી હે સો કંચન હય. જહાંતક જીવાત્મા સંબંધ રખતા હય વહાંતક અમુલ્ય હય. જીવાત્મા જીસ વખત જીંદગીકા સંબંધ છોડકે ચલા જાતા હય ઈસ બખત કથીર જૈસી વો જીંદગીકી દશા હોતી હય; કયું કે સારી દુનીઆ કંચનકી પ્યાસી હય. કથીર કું કોઇ ઉમંગ ધરાકે હાથ કરકે યત્નસેં રખનેમેં અનાદર દર્શાતા હય, વો સત્ય હય. તો દેખો વો કથીર કંચન કે બીચમેં ગર્વરૂપ ચોર ભરા ગયા તો વો કંચન હાથ કરકે કથીરરૂપી કાયાકી એસી કુંસકાવત્ સ્થિતિ બના દેતા હય કે જૈસા કથીરકું કોઇ ચહાતા નહીં એસી આ કાયાકું કોઇ ચહાના ન રખે. ઉસકે લીયે ગર્વકું દુર કરકે પરમોપદેશકર જગમેં રહેના, વો અપન્ સાધુ લે.કોકા સ્વરૂપ હય.

સુંદરઃ—પ્રિયા. અહા ? હા ? હા ? આ પરમ પુરૂ-

ઓને ધન્યવાદ ઘટે છે. જેની અગાધ જ્ઞાનશક્તિની છાયામાં ત્રિવિધી તાપ નાશ પામે છે, એવા આ પ્રત્યક્ષ પરબ્રહ્મને નેત્રે નિહાળ.

સુપ્રભાઃ—મધુર હાસ્યે બોલી. પ્રાણેશ. આપના ચરણને પામી આ પવિત્ર ભુમીપર પર્યટન કરતાં આવા પરમ પુરૂષના દર્શન, એજ મારા જીવનની સાર્થકયતા માની આનંદ લહુંછું. સ્વર્ગસ્થાનનું પ્રથમ પગથીયું સદ્ધર્મ પરાયણવૃત્તિ, સદાકાળ સંતોષ, એવો આ દ્વિતીયાશ્રમ તે આ સૃષ્ટિ વિષે પ્રભુએ નિરમ્યો છે. પ્રાણેશ. સત્યરૂપ સુતું હાથપર હોયતો સ્વર્ગ ખરીદતાં વાર નથી. એમ હું માનુંછું.

સુંદરઃ—ધન્ય છે સુપ્રભા તારી બુદ્ધિને. મારા આત્માને આ દુનિઆના દુઃખરૂપી દવમાંથી બચાવી પ્રીયહીત વાકયરૂપ જલનું સીંચન કરી સંતોષ આપે છે, એજ મારા પુણ્યપર્વતનો પ્રભાવ, હવે આપણે શ્રમીત થયા છૈયે. અત્રેજ થોડો સમય આ પવિત્ર પુરૂષોની છાયામાં જો તારૂં દિલ ચહાય તો આરામ લઇએ.

સુપ્રભાઃ—ઘણું સારૂં. સંધ્યાકાળનો સમય હતો. દેવસ્થાનોમાં દેવોની આગળ નિરાંજન કરતાં ઘંટોના જય શબ્દના મધુર ધ્વની કાને લાગી આનંદ દાખવવા લાગ્યા. સ્વર્ગગંગાના નિર્મળ જલનો ધીમે ધીમે વહેતો પ્રવાહ આનંદ આપવા લાગ્યો. એટલામાં સુંદરના કુટુંબનો કેવળ-

રામ નામનો એક પુરૂષ તેના કુટુંબને લઇ તીર્થાટન કરતો જ્યાં સુંદર અને સુપ્રભા છે ત્યાં આવી ચઢ્યો. આ કેવળરામ પૈસાપાત્ર હતો. જેનો સ્વભાવ નામને દીપાવે અને બીજાને ખબર આપે એવોજ હતો. ભોગજોગે એની પાસે કોઇએ પૈસાનું પાનું પાડ્યું હોય તો તેને આસ્તે આસ્તે મધુર શબ્દો સુણાવી સાકરનો કોથળો મ્હોં આગળ છોડી નાંખી, કેવળરામની છાયામાં ડબાતાં મુદ્દલ પૈસા તો ઠીક પણ તેના બપાવાના વારાનું વ્યાજ દામ દોકડા સાથે શાચરચીલું ખેંચી; પોતે આનંદ લાવી એટલી ઉદારતા વાપરવાની તે ટેવ રાખી રહ્યો હતો કે જમીન સાવરણી કે સુપડાંપરથી મનને પાછું વાળતો. એ ધર્મમૂર્તિ કરમ સંજોગે આ સુંદરને સુપ્રભાને મલી ગયાં. ધનભાગ્ય.

આ કેવળને હાથે ચઢેલાને કેવળ રામ રામજ કરાવવામાં તત્પર હતો. દુનિઆની દૃષ્ટીમાં દેહે ધાર્મિકતા દર્શાવવા આ તીર્થાટનમાં એણે પગ ભર્યો હતો. આ દ્રવ્યવાન પુરૂષની સ્ત્રીનું નામ કનકદેવી હતું. તે સુપ્રભા પાસે આવી બેઠી.

કનકઃ—હે સુપ્રભા તમારા પ્રારબ્ધનો પાર નથી. દરિઆપાર પણ હાથ લાગે તેમ નથી; કેમ સુખી છો ને ?

જો કે આવા સૃષ્ટિમાં સરજાએલાં મનુષ્યે, ગર્વની ઘેલાઇમાં ભાખેલા કનકદેવીના વચને સુપ્રભાના હૃદયમાં

કારી ઘા કર્યો, પણ શાણી સુપ્રભા સમયને માની શ્રી હરિને સંભાળી; કહેવા લાગી, હા બેની, સુખીજ છેએ. હમને તો દુઃખ એ શબ્દ સ્મરણજ થતો નથી. તું ગર્વ માં કર. જો સુનાના સારા અલંકાર તને કંઠે ધારણ કરવા મલે છે, યા તો સારા સુંદીર વસ્ત્રોનો સોહાગ શરીરે સજવા મલે છે. તેથી સુખ માની અંગ ઓપતું કરી અભિમાન ધરી અંધારામાં અથડાતી હોય તો તેથી દુર થા. અરે! તારા ઓપતા અલંકાર કરતાં આ પરમાત્માની પરમ વિભૂતિઅંશ આ સત્પુરૂષો તરફ દ્રષ્ટી કર. પુન્યના પ્રભાવથી પ્રગટ થઇ દેહને દીપાવનારૂં તેજ તું જરા નિહાળી સરાહના કરી લે. આ સુપ્રભાના પ્રભાવથી કનકદેવી ઝંખવાઇ ગઇ. તેના મુખનું નુર ઉડી ગયું. શરીરની રૂવાંટીઓ ખડી થઇ ગઇ. અને આખા અંગે કંપ આવવા લાગ્યો. સજ્જન સુપ્રભા આ જોઇ સંતાપ કરવા લાગી. રે! કનકદેવી તને શું થયું. તારે શું જોઇએ છે. તને કાંઇ શરીરની વિક્રિયા લાગે છે?

કનકઃ—અરે મારે જોઇએ તે તું શું આપવાની હતી? મારી સેવામાં બીજી સ્રીઓ કયાં નથી, જે વળી તારી ઉપકારી બનું. મને શું ઇશ્વરે ઓછું આપ્યું છે. હમો કંઈ આ ઝાડની છાયામાં પડી સુખ માનનારાં નથી હોં કે. આ કનકદેવીનો હોકારો કેવળરામના કાને પડતાં તે ફફડી ઉઠયો અને બોલ્યો.

કેવળઃ—એ શું છે? કનકદેવીએ કાંઈ જવાબ આપ્યો નહીં.

સુંદરે સુપ્રભાને પુછ્યું.

સુંદરઃ—એ શું હતું? સુપ્રભાએ શાંતપણે પોતાના પતિને પ્રિય લાગે એવા મધુર વાકયે કહ્યું કે નાજી કંઇજ નથી. (એ તો સ્વભાવને માની સ્ત્રીઓના સપાટા) કનકદેવીના કઠણ વાકયોને સજ્જન સુપ્રભાએ શ્રીફળ આપી વિદાય કર્યાં. પરંતુ કનકદેવીના હૃદયનો ઉભરો તો જાણે આષાઢી મેઘનો ઉભરો હોય, તેમ ઉછાળા લઇ રહ્યો, પણ બોલી નહીં. પરસ્પર વાતથી પરવારી કેવળરામનો હાથ ઝાલી સુંદર ઉભો થઈ કહેવા લાગ્યોઃ–ભાઇ ચાલો. આપને આ પવિત્ર ભુમિપર જરા ફેરવી પવિત્ર પુરૂષો તેમજ દેવોનાં દર્શન કરાવું. સુપ્રભા તમો પણ પ્રેમ ધરી કનકદેવીને લઇ સાથે ચાલો. સુપ્રભાએ જવાબ આપ્યો વારૂં પ્રાણેશ.

સુપ્રભાઃ—કનકદેવી બેન ચાલો જરા દર્શન કરવા જઇએ એટલે અહીં સુધી આપણું આવેલું સાર્થક મનાય.

ધનઃ—ઓહ્ દેવને ટેવ. ખાલી લપ લગાડ્યા કરે છે, એને શું! અહીંઆં અગ્નિદેવની લ્હાય લાગી છે, તેનું તો કંઇ સમજાતું નથી, ને દેવદર્શન. આ સાંભળતાં વળી કેવળરામ ગભરાઇ ઉઠયો. અને કહેવા લાગ્યો

કેમ ? કંઇ બહુજ લપસપ લાખવા લાગ્યાં છે ? આ કેવળરામને ક્રોધ જોઇ કનકદેવીએ જરા શાંતી ધરી અને બોલી ચાલો ત્યારે સુપ્રભા બહેન. હળીમળી ચાલતાં આ મંદીરથી બીજે મંદીર એમ તે જગ્યાપરના દેવ દર્શન કરી સાધુના મુકામ પર આવ્યાં. હવે કંઇક આ સજ્જન સુંદરના સહવાસમાં આવતાં કેવળરામનું અંતઃકરણ નિર્મળ બન્યું. જેથી મહાત્માઓ પ્રત્યે ભાવ દર્શાવી પ્રણામ કરી પુજનવડે સંતોષ્યા. અને બોલ્યો કે મહાત્મા હું પામર છું. રંકપર દયા આપની હોવી જોઇએ. સાધુ મહંત મુખ વદન નિહાળી હસીને કહેવા લાગ્યો.

અખંડાનંદઃ—રે ? ભાઈ તું બોલે છે કે હું પામરછું, પણ મને ભાસે છે કે તું પામર નથી પણ બીજાને પામર બનાવી દે એમ મને તો ભાસે છે. કેવળરામ જરા નીચું જોઇ હસી, અરે મહાત્મા હોય. જુવોને હમે તો માયીક જીવ. અમે કંઇ તમારી પેઠે ચીપીઓ તુંબડી પકડનારા છેયે ? માયાના જીવોને તો છનનનન્ છનનનન્ લક્ષ્મી-દેવીના છમકાર ભરેલા અવાજ કાને પડે ત્યારેજ અમારે તો ( હાસ. )

મહાત્માએ હસી દીધું. બોલ્યા રે ! પાગલ હય પાગલ.

કેવળઃ—મહાત્મા પાગલ છું કે આગલ છું. જે ધારો તે પણ એક કૃપા કરશો. કાલે અમારા સુંદરના મુકામ

પર આપને હું ભીક્ષા આપવા ચાહું છું, માટે પધારવું. મહાત્મા સુંદર તરફ જોઇ રહ્યા એટલામાં સુંદરે કહ્યું કે મહાત્મા આપે પધારવા કૃપા કરવી. સુંદરના સ્નેહવાક્ય અને સદ્ભાવ જાણી મહાત્માએ હા કહી. કેવળરામને સુંદર સુપ્રભા અને કનકદેવી ત્યાંથી ચાલી નીકળ્યાં. અંધારૂં થઇ ગએલું હતું. ચંદ્ર એ તો ઘર પ્રત્યેજ પ્રયાણ કરી મુકેલું હતું. ફક્ત તારા ગણોજ જરા જરા ઝમકાર કરી રહ્યા હતા. ગંગાના ઉંચા ઉંચા ત્રટોપરથી રસ્તો હતો તેમાં પણ પહાડી ધરતી એટલે બાજુપર કોઇ કોઈ સ્થળે કોતર પણ હતાં; આવા વિકટ રસ્તે પગ પણ સંભાળીને મુકવા જેવું હતું વાતના આનંદમાં ઘુમતાં કેવળરામ અને સુંદર અને કનકદેવીને સુપ્રભા પાછળ ચાલતાં હતાં. તેવામાં સજ્જનનો તિરસ્કાર કે દેવદર્શનનો અનાદર દર્શાવેલો તે પુણ્ય આડે આવી ચડયું. તે પ્રભુ જાણે, પણ કનકદેવી તો ગડબડ ગડબડ કરતાં કંઇક ચારેક વાંસ જમીનના ખાડામાં હાડકાંને દોદરાં કરતાં નીચે ઉતરી ગયાં. રે ! રામ. આ શબ્દ કાને આવી અડતાં પેલા ત્રણેવ ભયભીત થઇ ગયાં. વીહ્વળ બની કનકદેવીને ખોળવા લાગ્યાં. એટલે તો કનકદેવીએ ખાડામાં રહ્યાં રહ્યાં સાદ કરવા માંડયા. રે ! બળી ગઇ આ જાત્રા. દેવ દર્શનને દરિઆમાં ફેંકો. આ હું અફરાઇ અને મરી ગઇ. દમભેર ત્રણેવ આસ્તે

આસ્તે તે ખાડામાં મહામુશ્કેલીએ ઉતરી કનકદેવીને ઉભી કરી, અને ઉપર લાવ્યા. મહોટાની સ્ત્રી એટલે આમાં કનકદેવીનું અડધું તો ફીસાદ હતું; પણ જરાએ કહેવાય તેમ હતું નહીં. નહીંતો વળી બીજાસબાર ગાઉ દોડી જાય. અંધારે અફુરાતાં ચારે આશ્રમપર આવી લાગ્યાં. બાદ ક્રોધાવેશમાં કનકદેવીએ કેવળરામની વજ્ર સમ શબ્દોવડે પુજા પણ કરી છતાં કેવળરામ ગંભીરતાને ધારણ કરી રહ્યો. રાત્રિ નિર્ગમી. બીજે દીવસે આમંત્રણ આપેલા સાધુઓ ભીક્ષા માટે આવ્યા. કનકદેવીની વ્યગ્ર દશા જોઇ મહાત્મા સાધુ બોલ્યો. રે ? કેવળરામ કનકદેવી આમ કેમ છે ? શું થયું. એટલું વાકય સાધુનું નિકળતાં વારજ કનકદેવી બોલી ઉઠી. ઓ મહાત્મા આ તમારા દર્શનનાંજ કર્મનું ફલ આડું ફરી વળ્યું. કેવળરામ અને સુંદર કહેવા લાગ્ય. અરે ? તમે આ બોલો છો શું ? આમ કહેવાય કનકદેવી મ્હોડું મચરડી બોલીકે, એમન કહેવાય ત્યારે શું આ સહેવાય ? સદાકાળ ક્ષમા જેના દિલમા વાસ કરી રહી છે. જેઓ પરના સુખમાં આનંદ માનનારા છે. જેઓની વૃત્તિ પરોપકારમાં જ નિશદીન રહી છે, એવા તે પરમ સાધુએ આ દુર્વાકય પર લક્ષ ન આપતાં તે બોલ્યો રે ? મૈયા શાંત થા. દિલમેં આનંદરખ, આરામ હો જાયગા. કહી પોતે ભીક્ષા લઇ ચાલ્યા ગયા. આ સત્પુરૂષના વાકયે કન-

કદેવીના દુઃખને દુર કર્યું દૈવેચ્છાથી એજ દીવસે સાંજના સુમારે એકદમ સુંદરને મુર્છા થઇ વિકળ બની પૃથ્વીપર અચેતન થઈ પડયો. શરીર ધગધગતા અગ્નિના અંગારા સમ તપી ગયું. શ્વાસોશ્વાસ મંદ ગતિ કરવા લાગ્યો. મુખ વિકાસ થઇ ગયું. દંત પંક્તિ સ્પષ્ટ દેખાવા લાગી; જે જોઇ સુપ્રભા ભયભીત બની ગઇ. ઓ વિભુ અરે ભાઇ કેવળરામ ઓ બહેન કનકદેવી આ જુઓને આ શું થઇ ગયું. જરા પાસે આવી જુવો જુવો. એ શબ્દ સાંભળતાં વારજ કનકદેવી અને કેવળરામે ગાંસડી પોટલી સભાળી ઉભાં થઇ ગયાં. અને કહ્યું કે તું જોને તારીજ ફરજ છે. હમે તો તીર્થાટન કરવા નીકળ્યાં છઇએ. તે કયાં સુધી રોકાઇ રહીશું. આજે તો મુર્છા આવીને કાલે મરડો થશે ને પરમ દીવસે તાવ આવશે તેથી હમારે પાસે રહીં જોયા કરવું ? હમે તો જઇશું કહી ત્યાંથી રસ્તો માપવા લાગ્યાં. મનથી અધીરી બની ગદ્‌ગદ્ કંઠે સુપ્રભાએ કહ્યું કે રે ! કેવળરામ તમો હમારા સગા છો. જરા સ્નેહ ધરો. જયાં સુધી સુંદર કુશળ હતા ત્યાં સુધી અહીં તમો રહી આનંદ લીધો. અને આવી દૈવા પત્તી સમયે છોડી જવું એ સગપણ અને સ્નેહીને ઘટતું નથી. હું એકલી છું. હું ધૈર્ય શી રીતે રાખીશ. કેવળરામ અને કનકદેવી બોલ્યાં સગપણ અરે ? સગપણને તો હમે સામટુંજ સુવાડી

દીધું છે. જાણે છે ? સગપણને સંઘર્યા કરીએ ત્યારે તે થઈ રહ્યું ને ? બેસ્ બેસ્ જા તપાસ એતો કાલે નરમ પડી જશે. સુપ્રભા સ્તબ્ધ બની વિચારવા લાગી. અહા ? હા ? પ્રભુ આ સગપણ અરે ? આ સ્વાર્થી સગપણ દેહ સારી ત્યાં સુધીજ સ્નેહ. હે પ્રભુ તું દયા કર. અમારાં શરીર ત્હારા ચરણમાં અર્પ્યાં છે. તું હમારા દુઃખને દુર કર. આ સૃષ્ટિનું સગપણ સ્વાર્થમય ભાસે છે. સુંદર તેમજ સુપ્રભાના સત્ય-વૃતના પ્રભાવપર પ્રભુએ દયા કરી. જરા સમય જતાં સુંદર બોલ્યો અરે સુપ્રભા ગભરાઇશ નહિ. તું આમ અધીરી કેમ બની ગઇછું. કેવળરામ અને કનકદેવી કયાં ગયાં બોલાવ. જે સાંભળી સુપ્રભા સુંદરને કહેવા લાગી.

સુપ્રભાઃ—

હવે તો નાથ સાચું એહ દિલમાંહી ધારો,
રામ નામ સાચું નાણું જાણી અન્યથી ચીત્ત વારો;
સંગ સદા સત્સંગનો જીવનો સાથી સાચ,
સત્કર્મ નીત શુભ ભોગવે અવરથી ઝાઝી આંચ.
રમે રામના રંગમાં પ્રતિદિન કાય ઉમંગ,
સ્હાયક આ જગમાં પ્રભુ જન સ્નેહ ન સાચો અંગ.

આવા સુપ્રભાના વૈરાગ્ય વચન સાંભળી સુંદર વિચારમાં પડી ગયો અને કહેવા લાગ્યો અરે સુપ્રભા ! તારા મુખથી આવા શબ્દો એકાએક કેમ પુકારાય છે.

આપણે શું દુઃખ છે. આટલાં બધાં આપણા સગપણ ધરાવનાર છે, સ્નેહીઓ છે તેથી આનંદ માન એવાં સુંદરનાં વચન સાંભળી સુપ્રભા કહેવા લાગી.

જુવો સુંદર સ્નેહ અવની, સગાંનો કયારે સાચો છે,
આપ સ્વાર્થ સુધી સગાઈ, જન સંબંધ કાચો રે;
જયાં સુધી જર જીવની પાસ, પણ જર ન હોયે પાસે,
કે રોગી હોયે જો આ શરીર, તો તે નીરખીને સૌ નાસે.
સંબંધ નવ સાચો રે ત્યારે, ન ધારે સ્નેહ હૃદે કોઈ,
નહિ એ સ્નેહ પણ એ છેહ, વખતની વાટ રહે જોઈ;
સબંધ સહુ સ્વાર્થમાં રમતો, શુદ્ધ સ્નેહ સ્વર્ગમાં ભમતો,
સુર પાસે તે જઇ બેઠો, જનો હૃદે છે છેહ દમતો.
અકારો પ્રેમને કીધો, છેહ વિષ પ્યાલો હૃદે લીધો,
તે સંબંધ હૃદે કયાં ધારે, જાણી દુઃખ ધાએ કયાં વ્હારે.

શું સગાં? કોણ સગાં આ તમારા સગપણ ધરાવનારા કેવળરામ અને કનકદેવી તમારી જરા વિકળદશા થતાંજ અગીઆરા ગણી ગયા ને તેરમાની જોગવાઇમાં આનંદમાની અહીંથી વિદાય થઇ ગયાં. દીલે દયા ન ધરાવનારા સગાથી શો સંબંધ શાબાસ રે સગાઇ. અરે સુંદર એ સગાઇ કે ઠગાઇ વિચારો જરા વિચારો.

હવે અહીંથી જનાર કેવળરામ અને કનકદેવીના મનમાં વિચાર આવ્યા કે આપણે તેના શરીરને અસ્વસ્થ દશામાં

મુકી પોબાર ગણી આવ્યા. પણ કોણ જાણે કદાચ્ રામ રમી ગયા તો તો ઠીક જ છે, પણ સારો થયો ને ફરી મળશે તો નીચું જોવું પડશે. માટે કંઇક ઉપાય રચવો જોઇએ. કે તેથી તેને ખોટું ન લાગે. અને સ્વાર્થી ન ગણાઇએ. કનકદેવી બોલી. હાવે. એતો મારૂં કામ કનક-દેવીએ એક કાગળ લખ્યો. તેમાં લખ્યુ. કે હે સુપ્રભા તારી આ રીત ઠીક નથી. ત્હારા ધણીનો નિર્ધન દિવસ હતો તો તારે હમારી પાસે પસા માગીને લેવા હતા. હમો ઉદાર છઇએ. રાજી થઇને આપને પણ શું કરીએ હમો સગાં ઠર્યાં એટલે કલેશ થશે એમ સમજી વગર બોલે તમારા આશ્રમથી નીકલી ચાલ્યા ગયા. આ પ્રમાણે કાગળ લખી કેવળરામને આપ્યો. કેવળરામે કાગળ વાંચી. શાબાસ કનકદેવી શાબાસ. ખરૂં છે. ઠીક લખ્યું. દુનીઆ દાવ પેચની બરોબર છે. એટલે સમજશે કે આ સમજુ જન વગર બોલે કલેશ ન થવા દેવા મારી નજર બહાર થયા એમ સુંદર માનશેજ વાહ. વાહ. બાદ એક પ્રવાસી સાધુ સાથે આ કાગળ કેવળરામે આપ્યો. એ ત્રણ દિવસ જતા તે સાધુ ખોળ કરતો સુંદરને આવી મલ્યો અને કાગળ આપ્યો. સુંદર કાગળ વાંચતાં રાતો તાતો બની ગયો. હાલ સુંદરની શરીર સ્થીતિ સારી હતી. તેના મગજ પર સુપ્રભા માટે આ કાગળથી માઠા વિચાર આવવા

લાગ્યા. મનમાં લાગ્યું કે અરે ? આટલો સમય સુપ્રભા મારી સાથે રહેતાં સુશિક્ષણુ ન પામી.

આ અસાર સંસાર છે એટલું જાણ્યા છતાં, સુપ્રભા· એ સદ્‌માર્ગથી વૃત્તિ કેમ ફેરવી શું સત્ય હશે ?

અરે નહીં એમ ન હોય, આ કાગળ સાચો, કે જે મારા આગળ કથન કર્યું તે સુપ્રભા સાચી શું માનવુ. આવા અનેક તરંગો કરતો સુંદર અણબોલ્યો એકદમ હાથમાં કમંડલ લઇ સુપ્રભાને કહ્યા વિના પ્રયાણુ કરવા લાગ્યો. અને વૈરાગ આણી કહેવા લાગ્યો.

સુંદરઃ—રે ! છોડ જીવ માયા, આ ખોટી સગાઇને;
પરિવાર મિત્રને સગાં, વળી જૂઠી આ કમાઇને.
સુપ્રઃ—ક્યાંથી ધાર્યું મનમાં આવું. ચાલો હું સાથે થાવું.
સુંદઃ—ફાવે ન સાથે મુજને. અંતરૂ અતિ મુંઝાવું.

સુપ્રભાઃ—અરે ? પતિ આમ કેમ શું થયું ? મને શા માટે ના પાડો છો. જેમ દેહથી છાયા કદી વિખૂટી નથી થતી તેમ આપનાથી વેગળી હું રહી શકીશ નહીં. હું સાથે આવી આપની સેવામાં સુખ માનીશ. સાથે આવવા આજ્ઞા કરો.

જ્યારે સુપ્રભાએ દુરાગ્રહ ન છોડયો ત્યારે સુંદર થંભા રહ્યો પણ બોલ્યો નહીં. વારંવાર તેના મગજપર પેલા કાગળના શબ્દો અસર કરી રહ્યા હતા. એટલે તે

હૃદયથી અધીર બની એકદમ જોમ ભેર દોટ મુકી આગળ વધ્યો. સ્ત્રીની સ્વાભાવિક કોમળ જાતી હોવાથી સુપ્રભા આમ તેમ પછાડા નાંખતી આગળ વધીતો ખરી પરંતુ હીણુ ભાગ્યે સુંદરના વૈરાગ્યે બળાત્કર્ષ કર્યો. અને જાણે લોપ થયો હોય તેમ સુપ્રભાની નજરે ન ચડયો. જે સમયે અંતરમાં ઉદવેગને ધારણ કરી સુંદર સુપ્રભાના સ્નેહને વિસારી વિખૂટી મુકી ચાલતો થયો ત્યારે સુપ્રભાની નજરે સુંદર ન ચઢતાં એકદમ આ સકોમળ સુપ્રભાને મૂર્છા થતાં ધરણી ઢળી. થોડા સમય પછી શરીરમાં શુદ્ધિ આવતાં મૃદુ વચને તે કહેવા લાગી, રે ! રામ સુંદર કરતી ચારે તરફ દ્રષ્ટી ફેરવી નીહાળવા લાગી. આ સમયપર એને પોતાના શરીરનું ભાનપણ રહ્યું નહતું. શરીરમાં અનંગને ઉપજાવનારી શીત કાળનો આ છેવટ સમય હતો. સૂર્ય પોતાનો પ્રકાશ ઓછો કરી વાદળામાં છુપાયો. વાદળે ચારે તરફ અંધકાર કરી દીધો. મેઘરાજ ગડડડ ગડડડ મોટા કડાકા ભડાકા કરી સૃષ્ટિના જીવોને વરસાદ પડવાનું ચિન્હ દર્શાવવા લાગ્યા. વિજળી દશેદિશાએ દોડતી ઝળુક ઝમુક ચમકાર કરવા લાગી. શિમિર પૃથ્વિપરના ઝાડોને સપાટે સુવાડતો સુરરરર કરતો વંટોળ સાથે જાણે ધુમરી ખાતો હોય તેમ દર્શાવવા લાગ્યો. આવા અંતરિક્ષ દેવના દર્શનીય ચિન્હના સપાટામાં સુપ્રભાતો સજ્જડ બની ટગર ટગર

જોવા લાગી. વિકળ દશાને આધીન થયેલી એવી સુપ્રભા કહેવા લાગી. રે! આકાશ તું કેમ શ્યામ બની ગયું ? શું તેં મારા હૃદયમાં સમાયેલી શોક વૃત્તિને ધારણ કરી છે ? કે આ અનાથ બાળાની વ્હારે ચઢી પ્રિયપતિનો સંદેશો દર્શાવીશ. હે મેઘરાજ તું આ મ્હોટા મ્હોટા અવાજ કરી આ દુઃખી દેહને શામાટે સતાવે છે ? શિશિરદેવ ભલે તમો મસ્તાને મ્હાલો આપની ગતિને રોકવાને મ્હારી શક્તિ નથી. રે ! વિદ્યુત તું ઉમંગને ઉભરાવતી આમતેમ હર્ષ ઘેલી બની ભલે તું ફર હું જાણું છું કે તું તારા પ્રિયમેઘની સાથે રહી આનંદમાં ઘુમે છે. રે ! ઘેલી જરા શાંત થાઆ તારા ઉભરાતા મદને જરા શમાવ, અત્યારે આ તારા આનંદને અંધારે નાંખ એટલામાં તો ઝરમર ઝરમર કરતા જળકાણુ સાથે મેઘરાજની સ્વારી પૃથ્વિપર પધારી અધીર સુપ્રભાનું મન ડાલમડોલ થઇ ગયું. અરે ! શું આ મેઘ પણ અમર્યાદ છો. તમોબધા મળી મને વ્યાકુળ કરી દીધી જાઓ દુર થાઓ. હવે મારા પ્રિય પતિનો પંથ પણ હાથે ચઢવો મુશ્કેલ થઈ પડયો. જરા તરા પગલાંની નિશાની એ ખોળ કરતે તો પણ આ મેઘે અંતરાય કર્યો, હવે હું કયે માર્ગે પરવરૂં વિચારમાં કહેવા લાગી.

સત્ય સુનુ સંઘરે જો શરીર વહે પ્રીતિનું ત્યાં નિર્મળ નીર,
સદા સુવાસિત તેનું અંગ હૃદય દિનદિન નવલ ઉમંગ.

જો બાળા પતિ ચરણ સેવે નિરંતર પ્રભુસમ જાણી,
દેવાંશી દેહ તે ધારી સ્હેલે સ્વર્ગે સંચરે શાણી.
દયા ધરે દેવદિલથી અતિ અધિક સુખ અંતે સદ્‌ગતિ સત્ય.
દુઃખ દમયંતિ એરે સહ્યું, સહ્યું દ્રૌપદીએ દેહે દુઃખ,
દૃઢ પતિપદ મન ધર્યું આપાવ્યું અંગ માની સુખ.
હરખે આ દેવીને પેખી દેવ—ધન્ય ! ધન્ય ! શબ્દ પોકારી,
કષ્ટથી મતિ ન કરી ભ્રષ્ટ તો ત્રીકમે ટેકથી તારી.
સુપ્રભા–આ સુવાકયને તારા હૃદયમાં સ્થાન આપ,
રટન હૃદેનામ નટવરનું તહાં પરિબ્રહ્મ સ્હાયક છે.
યોગીના અંતર સુદ્ધ જ્ઞાનમાં પરિબ્રહ્મ વ્યાપક છે,
જો પ્રિયાપતિ ચરણ આશક્ત, તેને પરિબ્રહ્મ સ્હાયક છે.
અધમો ચરણને અજ્ઞાન અધમસંગ દુઃખદાયક છે,
પ્રતિદિન દેવ યજન થાય, ત્યાં પરિબ્રહ્મ વ્યાપક છે;
સ્રષ્ટિ શુભધર્મ સજજન અંગમાં પરિબ્રહ્મ વ્યાપક છે,
ધરણીધર ધીર ગતિ ગંભીર આનંદ ઉર ધર્મ સ્થાપક છે.

આ પ્રમાણે સ્તવનપૂર્વક ભુમિદેવીને પ્રણામ કરી નાપતિ પંથપ્રત્યે પરવરી આગળ પ્રયાણ કરતાં આ સકોમળ બાળા એક અઘોર જંગલની ભયંકર ભુમિમાં આવી લાગી. એ વનમાં સાગ, સાદડા, સીસમ, પીંપળા, લીંમડા, વડ, બાવળીઆ, આંબલી, સેગટા, વીગેરે વનવૃક્ષો ઘટાવાળાં બની, નીચે વાઘ, વરૂ, સીઆળ, સસલાં, હાથી,

સિંહ, ચિત્તા વીગેરેને સ્થાન આપી રહ્યા હતાં, અને ઉપર પોપટ, મેના, કવૈયા, કાબર, કબુતર, કાગ, વીગેરે અનેક પક્ષીઓને ધારણ કરી પોતાનું રૂપ પ્રકાશિ રહ્યાં હતાં. કર્મસંજોગે કોમલાંગી આ સુપ્રભાને ત્યાં દૈવ ખેંચી લાવ્યું. વિચારમાં ઉભી છે, એટલામાં એક ભયંકર છાયાને ધારણ કરેલી, લાંબા જાડા કેશવાળી સુપડાં જેવા કાંનવાળી મોટા દાંતવાળી, જાડા હોઠવાળી, કોડીઆં જેવડી મોટી આંખ-વાળી, લાબા હાથપગવાળી, માથાપરથી રાતા, લીલા, પીળા રંગના અગ્નિના ભડકા કાઢતી, મધુર હાસ્ય કરતી, ભયંકરરૂપે સુપ્રભાની સ્હામી ચુડને ખખડાવતી આવીને ઉભી રહી, સુપ્રભા નીચું જોઇ ગઇ. અને વિચાર કરવા લાગી. સુપ્રભા તુંપણ ભાગ્યશાળી લાગે છે. અઘોર વનમાં અટવાતાં વળી આ અદ્ભુત સ્વરૂપ ક્યાં આગળ આવી રહ્યું ? શું કરવું. સમયને આધિન થઈ, ધૈર્યને ધારણ કરી એ રૂપનાં પણ દર્શન કર; મનમાં આવા રંગ તરંગ ચાલતાં સુપ્રભાએ એકદમ સન્મુખ ઉભેલી સ્રીપર દ્રષ્ટી કરી, અને બોલી. તું કોણ છે ? શા માટે મારા સન્મુખ આવી ઉભી છુ. મારા માર્ગમાં શા માટે રોકાણ કરે છે ? આવાં સુપ્રભાનાં વાક્ય સાંભળી તે છાયારૂપ કહેવા લાગ્યું. રે ! દેવી મારી વાત જરા સાંભળ, હું અનેક જન્મોજન્મ પામતાં, મનુષ્યાદેહમાં આવી, મારા શરીરનો સ્વાંગ સુંદર

શરીરે સજવા અનેક અલંકાર શરીરે ધારણ કરવા નાના ભાતના વસ્ત્રો, તેમજ મનપુરતું વાપરવા દ્રવ્ય, મારા પ્રારબ્ધે મને મળેલુ હતું. છતાં દ્રવ્ય કુઠાર અનેક કપટમય વિચારથી ભરપુર રાખેલો હતો. એ મારી દુષ્ટવૃતિના ફળના અંકુર મારા આ કોમળ કાયાના છુટવા સમયે આગળ આવી મને ઘેરી લઇ મને આ સ્વરૂપમાં સ્વાધિન કરી, અતિ દુર્દશાને ભોગવું છું. આ શરીરે, સુખે ખાવા અન્ન મળતું નથી, પહેરવાને વસ્ત્ર નથી, પીવાને પાણી નથી, ઠરવાને ઠામ નથી. દેવી સુપ્રભા શું કરૂં? મારા દુઃખનો પાર નથી. એકવાર આ વનમાં એક તપસ્વી આવ્યા હતા. તેને મેં કાલાવાલા કરી પુછયુંકે મહાત્મા મારા આ શરીરથી ભોગવતા દુઃખનો અંત ક્યારે આવશે, ત્યારે તેને દયા આવતાં મને કહ્યુંકે તું પતિભક્તિ પરાયણ સતીસ્ત્રીની સુભાશિષ મેળવ, અને તેનો સદ્બોધ મળતાં તારો આ દેહ છુટશે. જા દુર થા. આ પ્રમાણે તે મહાત્માએ કહ્યું હતું, તે સમયથી સતિસ્ત્રીની રાહ જોઈ રહી હતી. મને ભાસે છે કે, તમો શુદ્ધાચરણી પતિવ્રત સેવન બાળા છો. માટે હે દેવી મને શુભાશિષ સમર્પો કે જેથી હું આ દુઃખથી મુક્ત થાઉં. સુપ્રભા કહેવા લાગી, સ્ત્રીનો ધર્મ એ છે કે જ્યારથી પતિને પામે ત્યારથી પતિ આજ્ઞાનુસાર વર્તવું. સુખદુઃખમાં ભાગ લઇ પતિથી અંતર ન રાખતાં પ્રભુસમ

ગણી મન કાયાવડે અહર્નિશ તેની સેવામાં રહી ભાગ્યશાળી બનવું એ સદ્ગુણીસ્ત્રીનો ધર્મ છે. આટલા વાક્ય સુપ્રભાના મુખથી નિકળતાં પેલી છાયારૂપના શરીરને એકદમ કમકમાટ થઇ ગયો અને પ્રભુ પ્રભુ શબ્દનો ઉદ્ગાર કરતાં સદ્બોધના પ્રભાવે પ્રથમ શરીર છોડી પ્રયાણ કરતાં તે બોલી ધન્ય છે સુપ્રભા તારા સત્યવૃતને તેં મારા દેહને સદ્બોધથી સદ્ગતિ આપી જય થાઓ કહી માર્ગે પડી. આ બનાવ દ્રષ્ટે પડતાં સુપ્રભા વિચારવા લાગી કે આ ભયંકરરૂપ તો કાળું પીંજર છોડી ગયું. પણ મારા કર્મયોગે મને ભાન ભુલાવી આ સ્થાનપર ક્યાં લાવી મુકી ? હશે પણ સારૂં થયું કે આ દુર્ગતિને ભોગવનાર ભયંકર ભુતડું દુઃખનાપાશથી મુક્ત થયું. મારૂં જે થનારૂં હશે તે ખરૂં. વિભુ દયાળુ થા, અને મારા પ્રાણેશ સુંદરના સ્થાનપર મને લઇ જઇ મુક, એટલે પ્રભુ તારો મ્હોટો આભાર માનીશ. આવા મનમાં તરંગ ઉપજાવતી સુપ્રભા આંખથી વહેતા પાણીના પ્રવાહને વસ્ત્રવડે લુંછતી પતિના સ્નેહમાં લુબ્ધ એવી તે અબળા પગની પાની પથ્થર સાથે પછડાતાં પડતી રડતી માર્ગને કાપવા લાગી. વિખરાયેલા છે કેશ જેના, કરમાયેલું છે મુખકમળ જેનું, એવી તે સુપ્રભા ચારેતરફ દ્રષ્ટી ફેરવતી ગિરિ સરોવર તેમજ વૃક્ષોથી સુશોભિત એવી રમ્ય ભુમિમાં જયાં સુંદર તપ આદરતો

હતો ત્યાં આવી લાગી. પ્રારબ્ધયોગે પોતાના પ્રિયનાં દર્શન થતાં, સુપ્રભાએ પ્રેમપુષ્પે સુંદરને વધાવ્યો. અને પ્રણામ કરી તેના ચરણમાં શિષ નમાવ્યું. હે પ્રાણેશ દૈવે ગજબ કર્યો. કૃપા કરો. જે આપના અંતઃકરણમાં કંઇ પણ વિચાર સ્ફુર્યો હોય તેથી હું નિર્દોષ છું. કૃપા કરી આપના સ્નેહવાકયવડે મને આનંદ પમાડો.

સુંદર બોલ્યો કે હે સુપ્રભા શું તું સત્ય ભાખે છે? નિર્દોષ છે? શું નિર્દોષ; જો આ પત્ર વાંચ. સુપ્રભા પત્ર વાંચી, તુરત જ પ્રણામ કરી બોલી હે પ્રાણેશ આ સત્ય માનો છો અરે! આ જીંદગી આવાં દોષયુક્ત પગલાં ભરે! કૃપાનાથ જરા ખ્યાલ તો કરો? અરે! કસ્તુરી તે કજ્જલને કેમ સંઘરશે. હું કંઇજ જાણતી નથી એને માટે સવિતા દેવશાક્ષી છે, આપ સત્ય માનો.

સુંદ:--તું જો સત્ય કહેતી હોય તો કંઇક તારૂં સત્યપણું મારી આગળ દાખવ.

સુપ્રભા પ્રણામ કરી એક નિષ્ઠાથી કહેવા લાગી, હે! સવિતા દેવ તમો આ સૃષ્ટિના જીવોના જીવનપ્રદાતા તેમજ કર્મના સાક્ષી છો. મેં જો આજપર્યંત પસાપર પ્રીતિ ન રાખી હોય અને પરમેશ્વરસમ પતિને જાણી ભક્તિપરાયણ રહી હોઉં તો મારી સત્યતા દર્શાવવા પ્રત્યક્ષ થાઓ. આ વાકય સુપ્રભના મુખથી નિકળતાં ખરૂ-

રૂરૂરૂરૂરૂ એકદમ ઝણુકાર કરતો સવિતા દેવનો રથ પૃથ્વિ-પર ઉતર્યો. હે સુંદર તમો સ્ત્રીપુરૂષને ધન્ય છે. તું આ સૃષ્ટિના સ્વાર્થમય સગપણના સંચ પ્રપંચથી ભોળવાઇ સત્ય વિચાર ન કરતાં સુપ્રભાને વિખૂટી મુકી આ તપ આદરે-છે પણ એ સુપ્રભા જે તારી આગળ કથે છે તે સત્ય જ છે.પરસ્પર પ્રીતિ ધરાવી તમારાતપનાપ્રભાવેસુખ ભોગવો,આતમારાબેઉના તપનું ફળ હું તમોને બક્ષું છું. એટલું સવિતા દેવના મુખથી વાક્ય નિકળતાં તુરતજ જેમ સતિ દમયંતિનું સત્ય ઠેરવવા મોતીના હારનો વરસાદ પ્રભુએ વરસાવ્યો, તેમ આ સમયે ગંભીર ગર્જના સાથે સુના માહોર પૃથ્વિપર પથરાઇ જે જોઇ સુંદર સુપ્રભા આનંદ પામ્યાં. અને પરસ્પર અપૂર્વ પ્રેમ જોડાયો. સત્કર્મ આદરી આજપર્યંત ભક્તિપરાયણ રહેલાં આ સ્ત્રીપુરૂષને આ શુભ ફળ મળતાં આનંદનો વ-રસાદ વરસ્યો અને પ્રણામપૂર્વક પોતાના ઘરપ્રત્યે પ્રયાણ-માં પરવર્યા. ગૃહસ્થાશ્રમના સુખનું મનાતું સાધન (દ્રવ્ય) દયાળુ દેવે બક્ષ્યું, એટલે આનંદભેર સુંદર અને સુપ્રભા બેઉ ઘરપ્રત્યે આવ્યાં. લાંબા વખતે આવેલાં સુંદર અને સુપ્રભાને આજુબાજુના સ્નેહીજન આતુરતાવડે મળવા આવવા લાગ્યાં. કેવળરામ તેમજ કનકદેવી પણ મુલાકાત માટે આવ્યાં. સજ્જન સુંદર અને સુપ્રભા આ કેવળરામ અને કનક દેવીએ કરેલા ઉપકારપર કશું પણ ધ્યાન ન આપતાં

હર્ષથી આવકાર આપ્યો પરંતુ તેના મુખપર તો એકાએક આ બેઉને જોતાંજ ગ્લાનિ છવાઈ અને જરાવાર બેસી તુરતજ રસ્તો પકડી ગયાં દિવસે દિવસે કેવળરામનું પુણ્ય ક્ષીણુ થતાં દારિદ્ર તેને બારણે ફેરા મારવા લાગ્યું. અને કનકદેવી તે અન્ન માટે સ્થળે સ્થળ ભટકવા લાગી, તે સમયે સુંદર સુપ્રભાના હૃદયપર દયા ઉપજતાં તેઓ કેવળ તેમજ કનકદેવીને બનતો આશ્રય આપવા લાગ્યાં. દૈવયોગે તે બેઉ ટુંક સમયમાંજ પ્રભુના ધામમાં જઇ વસ્યાં. કહેવત છે કે.

देह धरी दया न वत जे एसज्जननीशुभरीत.
दुर्जनगुणनेनवल्हे परमारथे न धरे प्रीत.

હવે વડીલપ્રત્યે પૂજ્યભાવ લાવી સુંદરને સુપ્રભા મનહરને ત્યાં આવી ચરણમાં શિશ નમાવી શુભ આશીષ મેળવી પાછા ઘરપ્રત્યે વળ્યાં. આ સમયમાં મનહરના શરીરપર જરાએ જુલમ ગુજારવો શરૂજ કરેલો હતો. તેમાં વળી શરીરસાથે સંબંધ ધરાવનારા એવા ચોથીઆ એકાંતરીઆ હેવે મનહરની મુલાકાત લેવા ઉત્કંઠા ધરાવી અને સત્વર મનહરની મુલાકાત લીધી. તેને મનહર સાથે એવો આનંદ આવી ગયો કે ફરી તેણે વિખૂટા થવા મનજ ન કર્યું એ પણ એક કર્મનીજ દશા.

દેવદિવાળીના મહોત્સવના આનંદકારી દિન હતા, એટલે લોકોમાં અતિઆનંદ ઉભરાઇ રહેલો હતો. ઘેરઘેર

દેવોનું પુજન વેદાધ્યયન વિગેરે તેમજ દેવદર્શનમાં લોકોની અતિ ધામધુમવડે દીપોત્સવી અતિ દીપાવી મુકી હતી. ઘેર-ઘેર આંગાણામાં સુશોભિત તુલસીના નાના રાખેલા વૃક્ષોના તુલસીપત્રોવડે ઘણી જગ્યાએ પ્રભુની પુજા પણ શરૂ થઇ રહી હતી ઠામેઠામ દ્વિજ સ્વસ્તિ શબ્દને પોકારતા ઉમંગ ઉભરાવી રહ્યા હતા. તુલસી વિવાહના બીજે દિવસે **હરહર મહાદેવ** એવા મગાંલ્ય શબ્દના ઘોષ સહિત બ્રહ્મને તૃપ્ત આપવામાં ઘણામનુષ્યો ઉત્સુક બની તે કાર્યમાં રોકાયેલા હતા. દરેક સ્થળે આનંદ ઉભરાઇ રહ્યો હતો, છતાં મનહરને તો જ્યારથી આ ચોથીઆ એકાંતરીઆએ મુલાકાત લીધી ત્યારથીજ તેને તો બારમા રાહુની બેઠેલી હતી. એટલે આનંદને અંતરથી હેડસેલી દઇ તેના સ્થાનમાં ઉદાસીએ પ્રવેશ કરેલો હતો તેમાં વળી અચાનક શૂળ તેમજ ઉધરસ દેવીએ મનહર તરફ પ્રેમ દર્શાવ્યો અને તેઓની સ્વારી પણ એકદમ પધારી એટલે કારમા કાળે આસ્તે આસ્તે મનહરપર હુમલો કરવો ધારી ઘેરો ઘાલ્યો અસ્વસ્થ ચિત્તે આમતેમ દિનને વ્યતીત કરતાં મનહરના અવસાનનો સમય આવી લાગ્યો. ગણાતી ઘડીઓ પુરી થઇ કંચન કાયા કુસુમવત્ કરમાઇ ગઈ. દેહનગરને છોડી સ્થાના ધીપ (જીવ.) સોહામણા શરીરને તજી અવર માર્ગે પડયો. આ પ્રકારે સમય આવતાં કાળે મનહરનો યાહોમ

કરી પોતાના મુખમાં કોળીઓ કરી દીધો. પરસ્વાધીન મનહર આ સૃષ્ટિ સ્થાન છોડી સ્વસ્થાન પ્રયાણમાં પધારી આ મુસાફરીની કમાણીની રજુઆત માટે અત્યંત કંપસાથે નમન પૂર્વક ન્યાયી પિતાના પવિત્ર ધામમાં જઇ ઉભો રહ્યો. મનહરનું આ પિયાણ થતાં ચપળ દેવી પણ વિખૂટી પડી તે અતિ આંસુ ઢાળતી અખંડાનંદને શરણે જઇ રહી.

પ્રિય વાંચકવૃંદ આ મુજબ જીંદગીનો આ સૃષ્ટિ બંદરપર જીવોના વ્યાપાર સુજ્ઞોએ સમજવો.

અખંડા નંદ અંતર લહે સમસુખ દુઃખ ગણી શરીરે સહે,
કાયા કરે કર્મ સદા શુભચિત્ત પાર પામવા પ્રભુ શું ધરે પ્રિત.
અભિમાન અંગતણું નવધરે સમ૦
પુષ્પ કળી કાય કોઈ દિન કરમાય, રાખી ન રખાય કાળને વશથાય,
બાજી ચઢી હાથ ચુકતેખેલે તે સાથ જો સદ્‌ગુરૂ સેવાય જીવન મુક્ત કહેવાય.

સમાપ્ત



# આશ્રયદાતા.

રા. રા. બાલાભાઇ જોઇતારામ વકીલ વડોદરા

રા. રા. નૃસિંહરાવ એમ. બી. ઑડીટર બી. બી. એન્ડ. સી. આઇ. રેલ્વે.

,, ભાલચંદ્ર રામચંદ્ર ટેલીગ્રાફીક ઇન્સ્પેકટર. ,, રેલ્વે.

,, મોતીરામ ઇચ્છારામ ચીફ ગુડસ કલાર્ક અમદાવાદ.

,, જટાશંકર તોલાશંકર સ્માર્ત યાજ્ઞીક. સીનોર.

,, હરકીશનદાસભાઇ વકીલ વડોદરા.

,, માણેકલાલ ઠાકોરદાસ. ગાર્ડ. જી. ડી. રેલ્વે.

,, ચુનીલાલ ગુલાબદાસ મજમુદાર નવસારી.

,, ખંડુભાઇ ખુશાલભાઇ દેશાઇ પીંજરત.

,, દલપતરામ માધવરામ ત્રીવેદી કરજણ વહીવટદાર કચેરી.

,, રણછોડભાઇ ખુશાલભાઇ દેશાઇ પીંજરત.

,, હરીલાલ કરસનદાસ. કરજણ વહીવટદાર કચેરી.

,, પરસોતમ રણછોડદાસ સુતરીઆ નડીઆદ.

,, અમીન દેસાઇભાઇ દરૂભાઇ નડી તાલુકા ડભોઇ.

,, ઠાકોર રાયસીંહજી વીજયસીંહજી કરજણ.

,, મણીલાલ હરીભાઇ દેસાઇ સ્ટેશન માસ્તર કારવણ.

,, ચંપકલાલ ,, ,, પાદરા.

,, ડાહ્યાભાઇ ભગવાનજી દેસાઇ ઈન્જીનીયર ડભોઇ.

,, કેસવલાલ ચુનીલાલ શાહ બોરસદ.

,, ઠાકોરદાસભાઇ સુરત.

,, મગનલાલ મોતીલાલ અમદાવાદ.

,, રંગીલદાસ પુરૂષોતમદાસ સુરત.

,, રેવાભાઇ છગનભાઇ ઇન્જીનીઅર ધર્મજ.

રા. રા. બાલુભાઇ ડાહ્યાભાઇ ડેપ્યુટી સ્ટેશનમાસ્તર મીઆગામ.
,, મણીલાલ છગનલાલ ભટ કપડવંજ. ફ્લોર ફેક્ટરીના માલીક.
,, નાથાભાઇ ત્રંબકરામ સાંધીએર,
,, મણીભાઇ નાથુભાઇ ,,
,, ડાહ્યાભાઇ ચુનીલાલ શાહ કરજણ.
,, જેકીશનદાસ માણેકલાલ શાહ એજન્ટ ડીસ્ટ્રીકટ મીઆગામ.
,, મણીલાલ નાગરદાસ શાહ પાટણ.
,, પરસોતમ હરગોવીંદ અમીન વડોદરા.
,, ચુનીલાલ ગોરધન શાહ સાધી.
,, ઝવેરભાઇ કીશોરભાઇ પટેલ નડીઆદ.
,, ભાઇલાલભાઇ ગોવીંદભાઇ રાઇસ ફેક્ટરીના માલીક કરજણ.
,, ઠાકોરદાસ પ્રાણજીવનદાસ જી. ડી. રેલ્વે. ગાર્ડ. બોડેલી.
,, મનમોહનલાલ બહેચરદાસ શાહ સ્ટેશનમાસ્તર નાંદોદ.
,, હરીવલભ લલ્લુભાઇ શાહ કરજણ.
,, ગોરધન કાશીભાઇ કંડારી.
,, ઠક્કર ખીમજી લાલજી જોડીઆ બંદર ( કાઠીઆવાડ )
,, પરસોતમ ભાઇજી વકીલ વડોદરા.
,, હિમતલાલ દલસુખ પરીખ વકીલ કરજણ.
,, બાપુરાવ વકીલ કરજણ.
,, જયશંકર મગનલાલ વકીલ કરજણ.
,, શંકરરાવ નાજર કરજણ મહાલ.
,, શાહ ચીમનલાલ ભુરાભાઇ ડેપ્યુટી સ્ટેશનમાસ્તર મહેમદાવાદ.
,, રમણીકલાલ સ્ટેશન માસ્તર સીનોર.

---